# ગુજરાતી ચોથી ચોપડીના પાઠના અર્થ.

## ભાગ ૧ લો.

### પાઠ ૧ લો.

શહેનશાહ=રાજાના રાજા, મહારાજાધિરાજ, બાદશાહ.

સંગીન=મજબુત

રાજકુળી=રાજકુટુંબ

પુરાતન=ઘણું જુનું

વડીલ=મુખ્ય પુરૂષ

ચરિત્ર=જીંદગીનો હેવાલ

સ્વર્ગવાસી=સ્વર્ગમાં ગએલા

જ્યેષ્ઠ=સૌથી મોટા

પ્રિન્સ ઓવ વેલ્સ=વેલ્સનો રાજપુત્ર

ઇલ્કાબ=ખિતાબ.

બંધુ=ભાઈ

શિક્ષણ=શિખવાનું કામ

અયોગ્ય=યોગ્ય નહિ તે

નિખાલસ=કપટ વગરના

સાદાઇ=ભપકા વગરનું વર્તન

નૌકાજ્ઞાન=વહાણ ચલાવવાની કળા

યોજના=ગોઠવણ

અત્યંત=ઘણોજ

તાલીમ=કેળવણી

ઇરાદો=વિચાર

પ્રવાસ=મુસાફરી

પ્રદક્ષિણા=ચોતરફ ફરવું તે

પદવી=દરજ્જો, ઓદ્ધો

માહીતી=જ્ઞાન, સમજ

પ્રવીણ=હોશિયાર, ચાલાક

નિર્ણય=નક્કી કરેલો ઠરાવ

નૌકા સૈન્ય=દરિઆઈ લશ્કર

પાઠશાળા=મોટી શાળા

બાંધો=શરીરની બાંધણી

નાજુક=દુઃખ ખમી શકે નહિ તેવા

નિર્માણ કરેલું=નક્કી કરેલું

જોખમદારી=જોખમવાળું કામ

યુવરાજ=ગાદીનો વારસ

યુવરાજપદ=યુવરાજનો દરજ્જો

મહારાણી વિકટોરિઆ (૧૯૦૧)

- સાતમા એડવર્ડ (૧૯૧૦)
  - પ્રિન્સ આલ્બર્ટ વિકટર (૧૮૯૨)
    - ૦
  - પાંચમા જ્યોર્જ
    - ૪ કુંવર
    - ૧ કુંવરી.
- ડયુક ઓફ કોનોટ
  - પ્રિન્સ આર્થર.

આદરસત્કાર=પ્રેમથી સત્કાર કરવો તે
તબીયત લથડવા માંડી=તંદુરસ્તી બગડવા માંડી
દબદબો=ઠાઠ, ભપકો
રાજ્યાભિષેક=ગાદીપર બેસાડવાની ક્રિયા
પાયતખ્ત=રાજગાદીનું શહેર
દરબાર=રાજસભા, રાજકચેરી
ધામધુમ=દબદબો, ભપકો
રાજયભક્તિ=રાજ્ય તરફનો પ્રેમ
કલ્યાણ=ભલું
વફાદાર=પ્રીતિવાળા
આબાદી=ચઢતી સ્થિતિ

### પાઠ ૨ જો

સ્વામિભક્તિ=ધણીની સેવા
રજપુતસ્તાન=રજપુતનો મુલક
શત્રુ=દુશ્મન, વિરોધી
થાણું=પોલિસ ચોકી
ઘેરો ઘાલવો=ચોતરફથી ઘેરી લેવું
શરણે=આશરે
આશ્રય=મદદ
મુકામ=ઉતારો
દુઃખનો માર્યો=દુઃખથી મરી ગએલા જેવો થએલો
મુલાકાત=એકઠા મળવું તે
શરણાગત=શરણે આવેલો
સજ્જન=સારા માણસ
ધર્મ=ફરજ, કર્તવ્ય
વિશ્વાસુ=ભરોસાદાર
ગુપ્ત=છાની, બીજા ન જાણતા

હોય તેવી
ઝપાઝપી=તરફરથી સામસામા લડવું તે
જોખમ=નુકસાન
ભેટવું=બાથમાં લઇને મળવું
કુશળતા=તંદુરસ્તી
ઝભ્ભો=લાંબી ચાળનો ડગલો
કાને પડતાં=સંભળાતાં
ચેત્યો=સમજી ગયો
ખંજર=એક જાતનું જમૈયા જેવું હથિયાર
ક્ષેમકુશળ=સુખરૂપ, સાજાતાજા
ભોંકી=ઘાલી, ઘોંચી
નમ્રતા=નમ્રપણું
મુજરો=નીચા નમીને સલામ કરવી તે
વિશ્વાસઘાતી=ભરોસો તોડનાર
છતાં=હતો તોપણ
લાગણી=અસર
ઉદાહરણ=દાખલો
નીમકહરામ=ધણીનું અન્ન હક કરનાર

પાઠ ૩ જો.×

સિસોદીઆ=રજપુતોની એક જાત.
તેનું રાજ મેવાડમાં છે.
સૂર્યવંશી=સૂર્ય ઉપરથી નીકળેલા કુળમાં પેદા થએલા
પ્રખ્યાત=ઘણા વખણાએલા
ભાવ=પ્રીતિ
માઠું=ખોટું, ખરાબ
ધાસ્તી=બીક
પક્ષપાત=તરફદારી, પક્ષ કરવો તે
ધક્કો=નુકસાન
ખેદ=દીલગીરિ, અફસોસ
ટંટો=કજીઓ
પાયમાલ=છેક નાશ થએલો હોય તેવી
સોસવું=વેઠવું, ખમવું
ઉદાર=મોટા મનવાળો
હૃદય=મન, અંતઃકરણ
પાણી પાણી=ઘણુંજ નરમ
આડે=વચ્ચે
નિરાંત=શાંતિ, ફિકર મટી તે
પણ=પ્રતિજ્ઞા, નિયમ
ક્ષણે=વખતે
જન્મભૂમિ=જે જગાએ જન્મ થયો

× મેવાડના પ્રખ્યાત રાજાઓ-બાપા રાવળ, અમરસિંહ, કુંભોરાણો, સંગ, હમીર, પ્રતાપસિંહ, રાજસીંગ, વગેરે.

હોય તે જગા
ખીજમતદાર=ચાકર
નીમણુક=નીમવું તે, ગોઠવવું તે
મેર=તરફ, બાજુ
કામગીરી=નોકરી
વીત્યા=ગયા
ઝગઝગે છે=પ્રકાશે છે
ઉદારપણું=મોટું મન
ટેક=બોલેલું પાળવું તે
સોગન=કસમ

પાઠ ૪ થો.

વનવાસ=વનમાં વસવું તે
ઉપવાસ=ભુખ્યા રહેવું તે
વિકરાળ=ભયંકર, ભય લગાડે તેવાં
રાક્ષસ=જુના વખતના જંગલી માણસો
વેઠાય=ખમાય
નિશ્ચય=ચોક્કસ વિચાર
વહાણેવાયે=સવાર થતાં
કોપ=ગુસ્સો, ક્રોધ
આશીષ=સારી દુઆ
વિજોગ=જુદા પડવું તે
સહન થનાર=વેઠનાર
વીતી જશે=ચાલ્યાં જશે
રક્ષા=રક્ષણ
કોમળ=નાજુક, દુઃખ ખમી શકે નહિ તેવું
વસમાં=ઘણાં કઠણ
આરો=અંત, છેડો
હઠ=જક, જીદ
આગ્રહ=ખેંચ, તાણ
અવસ્થા=હાલત, સ્થિતિ
માઠી=ખરાબ
ઝૂરીઝૂરીને=દુઃખ વેઠી વેઠીને
વિનંતી=અરજ
વનવેશ=વનમાં પહેરવાનો પોશાક
મૂર્છાખાઇ=બેભાન થઇ
તિરસ્કાર=ધિક્કાર
અધર્મ=ધર્મથી ઉલટું તે
વિદાય કર્યાં=રવાના કર્યાં, વળાવ્યાં
બેશુદ્ધ=શુદ્ધિ વગરના, બેભાન
ત્યાગ કીધા=તજી દીધા

પાઠ ૫ મો.

દુકાળીઆ=દુકાળમાં જેને પેટપુર ખાવાનું ન મળે તે માણસો.
દુકાળ=અનાજ ન પાકે તેવો સમય

પેટપુર=પેટ ભરાય તેટલું
એંજીન=વરાળના જોરથી ચાલતો સંચો
કુદરતી=ઈશ્વરે મૂકેલી
કાયમ રાખવા=ટકાવી રાખવા
ધરી=જે દાંડી પર પૈડું ફરે છે તે દાંડી
નિરંતર=હંમેશાં
સમાર=ભાંગેલું સુધારવું તે
તોલ=વજન, ભાર
અનેક=ઘણી
ચરબી=તેલ જેવો પદાર્થ
ગોસ=માંસ
દુરસ્ત કરવું=ભાંગેલું સુધારવું
પાચનરસ=ખોરાકને પચાવનારા રસ
ક્ષાર=ખારો પદાર્થ
શ્રેષ્ઠ=ઉત્તમ
પુષ્ટિ=મજબુતી
વાની=ચીજો

પાઠ ૬ ઠો.

રળવા=કામ કરવા
થાકીપાકી=ઘણીજ થાકી ગએલી
નિસાસા=દુઃખને વખતે ઉંડેથી શ્વાસ કાઢવા તે
બકવાટ=લવારો, સમજ્યા વગર બોલવું તે
મરી=તીખાં
મસાલો=તજ, એલચી, વગેરે પદાર્થો
અગરીઆ=મીઠું પકવનારા
અગર=મીઠું પાકે છે તે જગા
સમારવું=સુધારવું
ચીલવું=રૂને કપાસીઆ છુટા પાડવા
કાંતવું=રૂના તાર બનાવવા
ગુંછળીઓ=આંટીઓ
નિર્માણ કરેલું=ઠરાવેલું
ગરજ મારે છે=તંગી મટાડે છે
સમાધાન=ગુંચવણ કે ચિંતાનું મટવું તે

પાઠ ૮ મો.

અવલોકન=ધ્યાન દઈને જોવું તે
ખોડું=લંગડું
લાદ્યું=પીઠ પર ભર્યું
ધારી ધારીને=ધ્યાન પૂર્વક નિહાળીને
પારખ્યું=ઓળખ્યું
ડહાપણ=સમજાવવાની વાત

જવાહીર=હીરા, માણેક, લીલમ, વગેરે
ઝાડો જોયો=તપાસ કરી
સાક્ષી=સાહેદી, વાત જાણનાર
જાદુગર=જાદુ કરનાર, ઇલમી
જાદુ=મંતરમંતર, નવાઇજેવો ખેલ
ગમ=બાજુ, તરફ
કાણું=એક આંખે દેખતું હોય તેવું
આસું=આંખું
અનુમાન=વિચાર કરીને અટકળ કરવી તે

## પાઠ ૯ મો.

ભલામણપત્ર=ભલામણનો કાગળ
ભલામણ=ગુણવર્ણન
મહેતો=દુકાનનો નોકર
ખોળ=શોધ, તપાસ
વર્તમાન પત્ર=ચાલતા સમયના ખબર આપનારૂં છાપું
જાહેરખબર=બધા લોકોને જણાવવાના ખબર
ઉમેદવાર=ઉમેદવાળો, ઇચ્છાવાળો
લાયકી=લાયકાત, યોગ્યતા
વ્યવસ્થા=ગોઠવણ
સ્વચ્છતા=ચોકખાઈ
સ્થિતિ=હાલત
વિનય=નમ્રતા
સભ્યતા=અદબ
અગાઉ=આગળ
સહજ=એની મેળે થોડું
ચોકસ=ભૂલ ન કરે તેવો
કાળજીવાળો=ચીવટવાળો
પ્રયત્ન=ધારે મહેનત
શાંત=ઉતાવળ ન કરે તેવો
ગૃહસ્થાઈ=ગૃહસ્થપણું
લક્ષણ=ટેવ ગુણ
મનોહર=સારા વલણવાળો
ખોતરી=નખથી ખણ્યો
રેતદાની=રેત રાખવાનું રજીઉં
સાવધ=સંભાળ રાખનાર
તોલ=કીમત
સદ્ગુણ=સારા ગુણ

## પાઠ ૧૦ મો.

પ્રમાણિકપણું=લેવડદેવડમાં સાચાપણું
ઘરેણાંગાંઠું=ઘરેણું વગેરે
વેચીસાટીને=વેચીને અથવા અદલો કરીને

વિદ્યાભ્યાસ=ભણવું તે
પર્યંત=સુધી
ભાષણ=બોલવું તે
ગુમાસ્તો=દુકાનનો નોકર
વિરૂદ્ધ=સામે
ચાડી=કોઇની ગેરહાજરીમાં તેની વિરૂદ્ધ ખોટી હકીકત કહેવી તે.
કસોટી=પરીક્ષા.
સોદો=માલ
ભાવતાલ=ભાવ વગેરે
ચોકસી=તપાસ, તજવીજ
×રસ્તાદારગી=છુપી દલાલી કાઢવી તે
ફિટાડીએ=મટાડીએ, ટાળીએ
વિશ્વાસઘાત=ભરોસો તોડવો તે
સંતાન=છોકરૂં
મિલ્કત=ઘરબાર, માલમતા, પૈસો વગેરે
વારસ=પોતાની પછીનો હકદાર

**પાઠ ૧૧ મો.**

દરવેશ=ફકીર
સંસાર=દુનિયાનો વહેવાર
ત્યાગ કરીને=તજી દઇને
એકાંત=જ્યાં બીજું કોઈ ન હોય તેવી
ફાટી નીકળતો=જોસથી ફેલાતો
એકાંતવાસ=એકાંતમાં વસવું તે.
સારવાર=ચાકરી, બરદાસ
આખર અવસ્થા=છેલ્લી સ્થિતિ
દિલાસો=ધીરજ
નામીચો=નામાંકિત, જાણીતો
બદમાસ=ખોટાં કામ કરનારા
સંખ્યાબંધ=ઘણાજ
ગુલામ=વેચી શકાય તેવા માણસો
પવિત્ર=પાપ વગરની
પરોપકાર=ભલું કરવું તે.
કૃત્ય=કરવા યોગ્ય કામ
દુરાચરણ=નઠારી રીતભાત
ધર્મિષ્ઠ=ધર્મ પ્રમાણે ચાલનાર
ધર્મિષ્ઠપણું=ધર્મ પ્રમાણે ચાલવું તે
ખરોસુખી=જેને કંઇ ચિંતા નથી તે

× બજારમાંથી ૧૦ રૂ નો માલ લાવી શેઠને કહેવું કે ૧૨ રૂ. નો આણ્યો છે. આમ કરી ૨ રૂ. પોતે રાખવા તે ૨ રૂ. રસ્તાદારગી કહેવાય.

અમર=મરે નહિ તેવું
શક્ય=બની શકે તેવું
અશક્ય=ન બની શકે તેવું
વધારે સારી દુનિયા=સ્વર્ગ
બોજા=ભાર, અને વજન
નડે છે=આડે આવે છે, હરકત કરે છે
લુટારાના ત્રણ બોજા=તાબાના લુટારૂ, ગુલામો ને દોલત
ફરમાન=હુકમ, આજ્ઞા
વર્તણુક=રીતભાત

## પાઠ ૧૨ મો. ભાગ ૧ લો.

વહેમ=શંકા
વહેમી=વહેમવાળાં
અજ્ઞાની=જ્ઞાન વગરનાં
ભૂત=મરી ગએલાંઓનો દેખાવ
ઝોડઝપટ=ઝોડનો ઝપાટો
લગનસરા=લગનગાળો, વીવાડો
અરસામાં=વખતમાં
જીવ ભમી આવ્યો=ઉલટી થાય તેવું થયું
વાસ=ગંધ
કડક=સખત, કડવી
નજર બાંધી=નજરનું જોર ન ચાલે તેમ કર્યું
પ્રયોગ=અખતરો, સાધનોની મદદથી કંઇ કરવું તે
સોડે છે=વાસ મારે છે
લગડી=નાનો કકડો
ઓળો=પડછાયો
સ્પર્શ=અડકવું તે
ઉતરી જાય=પોચા પડી જાય.

## પાઠ ૧૩ મો. ભાગ ૨ જો.

મૂઠ મારવી=મૂઠીમાં કંઇ લઈ કોઇના પર ફેંકવું તે
અદાવત=દુશ્મનાવટ, વેર
ભુવો=ભૂત વગેરેને કાઢનાર
ચકલો=બજારનો ચોક
ઉતાર=રોગીને માથેથી કંઇ ઉતારવું તે
ધુપ=સુગંધી ધુમાડો
ઠગી=છેતરી
રતનજોત=લાલ ફુલવાળા કપાસનો છોડ
ભોપાળું=પોકળ, ખોટી સમજાવેલી વાત
કહિકો=જાળ, પ્રપંચવાળી યુક્તિ

ફસાય નહિ=સપડાય નહિ
અણુસમજુ=સમજ વગરનાં
મસાણુ=મુડદાં બાળવાની જગા
+ફોસફરસ=હાડકામાંનો એક પ-
દાર્થ
અવિચારી=વિચાર વગરના
ઠુંઠું=ડાળાં,પાંદડાં વગરનું થડ
અખો=એ નામનો કવિ
શોરબકોર=ગુમાટ
વીગત=વાત
વિખ્યાત=વધારે જાણીતા
મંછા=મનમાંની ઇચ્છા
શંકા=મનમાંનો વહેમ
ડાકણ=ભૂતની સ્ત્રી જાતિ
વશીકરણ=વશ કરવું તે
શુકન=સારૂં થવાનાં ચિહ્ન
અપશુકન=શુકનથી ઉલટું
ભગત=ભક્તિ કરનાર, ભક્ત
**પાઠ ૧૪ મો. ભાગ ૧ લો.**
લાગ=છેડો, અંત

અસંખ્ય=ગણી શકાય નહિ તેટલા
ચોતરફ=ચારે બાજુ
અપાર=પાર વિનાનું
વાવાઝોડું=વાનું તોફાન
કાટકા=ગડગડાટ
ભયંકર=ભય કરે તેવા
અતિવૃષ્ટિ=ઘણો વરસાદ
હિમ=બરફ
ધરતીકંપ=જમીનનું ધ્રૂજવું તે
જવાળામુખી=મુખમાથી જવાળા
નીકળે તેવો
આનંદકારી=આનંદ કરનારા
લક્ષ=ધ્યાન
મંદમંદ=ધીમો ધીમો
સુખકારક=સુખ કરનાર
નિરંતર=હંમેશાં
માફક=અનુકુળ
અદ્ભુત=નવાઈ જેવું
ચમત્કારી=નવાઇજેવું
પચવું=લોહીમાં મળવા જેવું થવું

+ફોસફરસમાં એવો ગુણ છે કે તેને હવા મળતાંજ તુરત સળગે છે ને ભડકો થાય છે, તેથી તેને પાણી ભરેલા સીસામાં ડુબાવીને રાખવો પડે છે.

દિંગ=ચકિત
અનંત=પાર વિનાનું
ભરતી=સમુદ્રમાં પાણીનું ઉપર ચડવું તે.
મોડા=ભરતીથી થતાં મોજાં
સ્વપ્નવશ=સ્વપ્નાને તાબે
સ્વપ્નું=ઊંઘમાં મનમાં આવતા વિચારો
તરેહ=જાત, પ્રકાર
આત્મા=જીવ
ખોળીઉં=શરીરરૂપી ખોખું
અનુભવ=મહાવરાથી મળેલું જ્ઞાન
સગાસંબંધી=સગાં અને સંબંધમાં આવેલાં બીજાં
નિરાધાર=આધાર વિનાનાં
ભયભીત=ભયથી બીધેલાં

**પાઠ ૧૫ મો. ભાગ ૨ જો.**

સત્તા=શક્તિ, બળ
વિસાત=ગણતરી, હિસાબ.
કબજામાં=હાથમાં, હુકમમાં
*ઇંદ્રિયો=જેના વડે કંઇ જ્ઞાન કે કામ થાય તે
બ્રહ્માંડ=બ્રહ્માએ બનાવેલ ઈંડું
પરમેશ્વર=મોટા ઇશ્વર
સર્વશક્તિમાન=બધી શક્તિવાળો
સર્વવ્યાપી=બધે સ્થળે રહેલો
સર્વજ્ઞ=બધું જાણનાર
હેતુ=મતલબ, કારણ
ડહાપણભર્યા=સમજણથી ભરેલા
પ્રાણીમાત્ર=તમામ પ્રાણી
આરોગ્ય=રોગ વગરનું
પાપ=પરમેશ્વર નારાજ થાય તેવાં કામ
નારાજ=નાખુશ
સમર્થ=બળવાન
ભાવ=પ્રેમ પ્રીતિ
પ્રાર્થના=વિનંતી, અરજ
નિયમસર=નિયમ પ્રમાણે

**પાઠ ૧૭ મો.**

ફરજ=કરવા યોગ્ય કામ

---

*ઇંદ્રિયોના બે પ્રકાર છે; જ્ઞાનેંદ્રિયો આંખ, કાન, નાક, જીભ ને ચામડી કર્મેંદ્રિયો–હાથ, પગ, જીભ, મૂત્રેંદ્રિય ને મળેંદ્રિય.

વિલાયત=સાહેબ લોકોનો દેશ, ઇંગ્લાંડ
એકંદરે=કુલ
ભર દરીએ=કાંઠાથી ઘણે દૂર દરીઆમાં
કર્યાબાદ=કર્યા પછી
સપાટી=ઉપલું પૃષ્ટ
ખડક=પત્થર
કપ્તાન=વહાણ કે આગબોટનો મુખ્ય અમલદાર
અવકાશ=સમય, વખત
બારીક સમય=મુશ્કેલીનો વખત
પડાપડી=ઉપરા ઉપર પડવું તે
પડઘમ=મોટો ઢોલ
તુતક=વહાણ કે આગબોટનો ઉપરનો ખુલ્લો ભાગ
દૃઢ=મજબુત, ફરે નહિ તેવું
આવી બન્યું=મોત નજીક આવ્યું
જાન=જીવ
જોખમ=નુકસાન
સાહસ=અવિચારી કામ
વીર=બહાદુર, શુરવીર
ડોલ=સઢ બાંધવા ઉભાં કરેલાં લાકડાં
જળચળ=પાણીમાં ફરનારાં
યાદગીરી=સંભારણું
ફરમાન=હુકમ
કીર્તિસ્તંભ=કીર્તિની યાદગીરી રાખવા ઉભો કરેલો થાંભલો

### પાઠ ૧૮ મો

સુલતાન=મુસલમાન રાજા
અહમદાબાદ=અહમદે વસાવેલું
રાજધાની=રાજા રહેતા હોય તે ગામ
કોટ=જાડી, મજબુત ને ઉંચી દિવાલ
કાબેલ=હોશિયાર
મિસ્તરી=મુખ્ય કડીઓ
ગણકારી=માની
માણેકચોક=માણેકનાથ રહેતો તે ચોક
શરૂ=ચાલુ
અજાયબ તરેહનો=નવાઈ ઉત્પન્ન કરે તેવો
ચીપો=પાતળી પટીઓ
ભેદ=છુપી વાત, મરમ
હીકમત=ચતુરાઈ ભરેલો ખેલ
ઇલમ=જાદુ, સમજી શકાય નહિ તેવી યુક્તિ

બેશક=શક વિના, નક્કી
ઝારી=ના ચાવાળા લોકો
અકકલમાં ઉતરી શકતી નથી=માની શકતો નથી
પાર પાડ=પુરૂં કર
નિર્ભય=ભય વિનાનું
સ્થાનક=ઠેકાણું, જગાઓ

પાઠ ૧૯ મો.

ઠગાઈ=છેતરવું તે
પ્રમાણિક=લેવડદેવડમાં સાચો
નામુંઠામું=લેવડદેવડનો હિસાબ
કંટાળો=અણગમો, ગમતું નહિ તે
આડુંઅવળું=જેવુંતેવું
આગળ પડવા દેતા નહિ=મુખ્ય કામ કરવા દેતા નહિ
વ્યાજ=કેટલીક મુદત સુધી રૂપીઆ વાપરવા આપ્યા બદલ જે વધારાની રકમ લેવી તે
વટાવ=નાણાંની અદલાબદલીમાં જે વધારાની રકમ લેવી તે.
ખાતું=લેવડદેવડની નોંધ
દફતર=લુગડામાં બાંધેલા ચોપડાનું બંડલ
છુટ=લેણી નીકળતી રકમમાં જેટલું ઓછું લેવું તે
ભોળા=કપટ વગરના, નિખાલસ
અભણ=ભણેલો નહિ તે
ખિન્ન=દુઃખી, દીલગીર
તતકાળ=તરતજ
ફુલાતો=મનમાં ખુશી થતો
અબે બનીઆ=અરે વાણીઆ!
તુમને=તેં
દેખા હૈ?=જોયા છે?
ચલબે=ચાલ
બના=બતાવ, દેખાડ
કીધર=ક્યાં?
આનાકાની=હાના, રકઝક
મિજાજ ગયો=ગુસ્સે થયો
ફેરવી તોળ=વાત બદલી નાખ
સાબ=સાહેબ
ઓહ=એ
ઉસકુ=એને
દો સીંગડે હે=બે શીંગડાં છે
મૂરખ ?=મૂર્ખ, સમજણ વગરનો
કરતા હરતા=પોતાનું ધાર્યું કરી શકે તેવો
સાખ=આબરૂ, કીર્તિ

## પાઠ ૨૦ મો.

ખરૂં=સાચું
છાતી ચલાવનાર=હિંમત કરનાર
વંકાઇજવું=મેળ ન રાખવો
અણુબનાવ=બનવું નહિ તે
સાફ=ચોકખી
નિંદા=પાછળથી વાંકું બોલવું
ઉતરી ગએલું=ઝાંખું પડી ગએલું
કસુર=વાંક, ગુનો
તજવીજ=તપાસ
હાંસી=મશ્કરી
છાપ=અસર
કદાપિ=કોઇ દિવસ પણ
ચાહે=ઇચ્છે, પ્યાર રાખે
કંકાસ=અંદર અંદરનો અણુબનાવ
દુર્ગુણ=નઠારા ગુણ

## પાઠ ૨૧ મો

ઉમદા=ઉંચા પ્રકારની
રાજસેવા=રાજની ચાકરી
વિક્રમાજીત=રાણા સંગનો પુત્ર
વનવીર=સંગના ભાઇ પૃથુરાજનો દીકરો
છંદ=નઠારી ટેવ
પદ્માવતી=મુખ્ય અસદારો
ઠાર મારવું=જીવથી મારી નાખવું
વય=ઉંમર
દાવો=હક
રણવાસ=જનાનખાનું, રાણીવાસ
હાહાકાર=અરેરાટ
રાજલોભ=રાજ્ય મેળવવાની લાલચ
યોજવા=ગોઠવવા
પાતરાં=પાંદડાં
બાળહત્યા=બાળકને મારવું તે
નિર્દોષ=દોષ વિનાનો
હૃદય=મન, અંતઃકરણ
પીગળ્યું=નરમ થયું
ઘાતકી=પાપી, ખૂની
વારસ=પછીનો હકદાર
કલ્પાંત=ઘણું રડવું તે
રાજભક્ત=રાજ કે રાજાનું ભલું ઇચ્છનાર ને કરનાર
કઠણ હૈયું=સખત મન
કોસ=ગાઉ
સહેજ=જરા
ધાક=બીક
કોમળમેર=અરવલ્લી પર્વતમાં એ નામનો કિલ્લો છે
ભાગી=શોક

વડીલો=મુખ્ય પુરુષો, બાપદાદા
સાર્થક=અર્થવાળું, સફળ
સર્વસ્વ=સઘળી માલમતા
સુપરત=સોપણુ
પન્નું=એક જાતનું પીળું જવાહીર
હદવાળી છે=કંઇ ખામી રહેવા દીધી નથી

## પાઠ ૨૨ મો

આપણો ઇલાકો=મુંબઇ ઇલાકો ગવર્નરના તાબાનો મુલક
ઇલાકો=દેશનો મોટો ભાગ
સૈકો=૧૦૦ વરસનો કાળ
સોળમો સૈકો=૧૫૦૧થી ૧૬૦૦ સુધીનો કાળ
ઉતારૂ=મુસાફર
સુકાની=સુકાન સાચવનાર
સુકાન=દિશા બદલવાનું યંત્ર
ગફલત=ભૂલ, બેકાળજી
નિશ્ચે=નક્કી
ઇરાદો=વિચાર
સમુદ્રમાં નીચે જઇ બેઠું=ડૂબી ગયું
કમી=ઓછી
માન્યરાખી=કબુલરાખી
મોતને શરણે ગયા=મરી ગયા
ગૃહસ્થ=ઘરબાંધીને રહેનાર, પરણેલો પુરુષ, ધનવાન
રાહ=વાટ
પોષણ=ગુજરાન
બોજો=ભાર
શિર=માથું
તમારે શિર છે=તમારા ઉપર છે
એકલદોકલ=એકલો, સ્ત્રી છોકરાં વગરનો
છાતી ભરાઇ આવી=રડવું આવ્યું
સંસાર માંડયો નથી=પરણ્યો નથી
કોડ=મનમાંની હોંસ
ઘટે છે=યોગ્ય છે
છક=દિંગ, ચકિત
હડસેલી મૂકયો=ધક્કો મારીફેંકી દીધો
બંધુધર્મ=ભાઇ તરીકેની ફરજ.
પાર=છેડો, અંત.
સહીસલામત=સુખરૂપ, સાજાતાજા

## પાઠ ૨૩ મો.

હરિફાઇ=બીજાના જેવા કે તેનાથી

સારા થવાને મનમાં ઇચ્છા રાખવી ને પ્રયત્ન કરવો તે
અદેખાઈ=(નામ) બીજાનું સારૂં દેખીને મનમાં બળવું તે
ચિત્રશાળા=ચિત્રનું કામ શીખવતી શાળા
વિદ્યાર્થી=વિદ્યાની મતલબવાળા
અદેખો=(વિશેષણ) બીજાનું સારૂં દેખીને મનમાં બળે તે
ત્રણપૈકી=ત્રણમાં
કલંક=ડાઘ, લાંછન
ગપો મારતો=ખોટી વાતો ફેલાવતો
દિન પર દિન=દિવસે દિવસે
નકલ કરી=મૂળને જોઇને તેના જેવું બીજું કરવું
ખંત=હોંસ
વખોડવું=નિંદા કરવી
વડાઈ=(ના) મોટાઈ
જન્માષ્ટમી=શ્રાવણ વદ આઠમ. તે દિવસે ગોકુળમાં શ્રી કૃષ્ણનો જન્મ થયો હતો
ઇનામ=સારા કામથી ખુશી થઇને કંઈ આપવું તે
કળા=હુન્નર
કલ્પ્યો=મનમાં ધાર્યો, કલ્પના કરી
ટાપુ=બેટ
બાળા=છોકરી
સાંખવું=ખમવું
પંચ=પાંચ કે વધારે ઓછાં માણસની મંડળી
દશા=હાલત, સ્થિતિ
ચિત્રકાર=ચિત્ર કરનાર
છુપી=છાની, ગુપ્ત
પીંછી છુપી રહે તેમ નહતું=ચિત્રની ખુબી જણાઇ આવતી હતી
ઠરાવ કર્યો=નિર્ણય કર્યો
બેદરકારી=કાળજી ન રાખવી તે
ઉત્તેજન દાખલ=મદદ માટે
અભિપ્રાય=વિચાર, મત
દિંગ=છક, ચકિત
નિરાશ=આશાભંગ
વાલે=ઝાંખે, ફીકે
નીચ=હલકુ
ફાવ્યો=સફળ થયો; પાર પડયો
અદેખાઇનું મોં બાળો=અદેખાઇ કરો નહિ

### પાઠ ૨૫ મો.

+સંન્યાસી=સંસારની માયા તજી દીધી હોય તેવો બ્રાહ્મણસાધુ
પ્રવાસ=મુસાફરી
સંધ્યાકાળ=દિવસ ને રાતને જોડનારો વખત, સાંજ
સરકારવાડો=રાજાને રહેવાની જગા
વ્યાઘ્રચર્મ=વાઘનું ચામડું
આરામ=વિસામો, થાક મટાડવો તે
કારભારી=કામના ભારવાળો
પરદેશી=બીજા દેશનો રહેવાસી
બોચી=ગરદનનો પાછલો ભાગ
એકાએક=ઓચીંતો
સ્વામીજી=મુરબ્બીશ્રી, માલિક, (જી માનવાચક શબ્દ છે તેથી રાજાજી, શેઠજી, બાપાજી, માતાજી, વગેરે બોલાય છે)
મુકામ=વાસ, રહેઠાણ, ઉતારો
રાજવાડો=રાજકુટુંબને રહેવાની જગા
દાદા=બાપના બાપ
સ્થિર=કાયમ
ભેદ=તફાવત, ફરક
આસન=જેના ઉપર બેસાય છે તે
રાતવાસો=રાત રહેવી તે, રાતનું રહેઠાણ

### પાઠ ૨૬ મો.

નગરચર્ચા=નગરમાં થતી વાતચીત
વેશ=પોષાકનો દેખાવ
મહોલ્લો=શેરી, પોળ
નાકે=મોઢે, શરુઆતના ભાગમાં

---

+ જુના વખતમાં ૧૦૦ વર્ષની જીંદગી મનાતી. તેના ૪ આશ્રમ ઠરાવ્યા હતા; બ્રહ્મચર્ય, (વિદ્યા ભણવી) ગૃહસ્થ, (સ્ત્રી પરણી ઘર બાંધવું) વાનપ્રસ્થ (વનમાં જઈ ઇશ્વરનું ભજન કરવું) ને સંન્યસ્ત (સંસારની માયા–પુત્ર, પુત્રી, સ્ત્રી, ઘરબાર, દોલત વગેરે–તજી દઈ દેશમાં અટણ કરવું ને ધર્મનો બોધ દેવો) આ ચાર આશ્રમ ઉપરથી તે આશ્રમ પાળનાર, બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ ને સંન્યાસી કહેવાતા.

કયું સાહેબ,=કેમ સાહેબ
અચ્છે હો ?=સારા છો ?
અબે પાગલ=અલ્યા મૂર્ખ,
તેરા ચલે=તારૂં ચાલે
માર ડાલીએ =મારી નાખજે
પાદરી=ખ્રિસ્તી ધર્મનો બોધ ક-
 રનાર
પુરાણી=પુરાણ વાંચનારો
પુરાણ=હિંદુધર્મના જુના ગ્રંથો
કથા=ધર્મની વાર્તા
ફૂલાયા=રંગરૂપ થયાં
રસ=મિઠાશ, મઝા
શ્રોતા=સાંભળનારા
હૃદય=મન, અંતઃકરણ
પીગળીને=નરમ થઈને
ભાવિક=ભાવવાળાં, પ્રીતિવાળાં
કોમળ=નાજુક, દુઃખ ન ખમી શકે
 તેવું
સાદે=રાગે, અવાજે
બરાડા=મોટેથી ને લાંબે રાગે બો-
 લવું તે

બાપડી=બાપ વગરની, નિરાધાર
શીકા=ઝાંખા
દેસાઈ=જાગીરદાર, જમીનદાર
વતન=જાગીર, જમીન
હક=માલિકી, કબજો
×દસ્તાવેજ=લેખ, લખત
જપ્ત કરવું=સરકાર કબજે લેવું
બંદેનવાજ=ગુલામ પર મહેરબાની
 કરનાર
માઠું=ખોટું, ખરાબ
કાયમ કરી આપ્યું=હંમેશાના હકનું
 કરી આપ્યું

**પાઠ ૨૮ મો ભાગ ૧ લો.**

લોભ=શક્તિ હોય છતાં જરૂર જે-
 ટલું પણ ન ખરચવું તે
લોભી=લોભ કરનારો
માતો ન હતો=અટકતો નહતો
સોદો=માલ
ભાવ=કિંમત, મૂલ
રકઝક=કડાકુટ, માથાકુટ,ખેંચતાણ
મજલ=મુસાફરી

×હાલ દસ્તાવેજો કાગળપર લખાય છે પરંતુ જુના વખતમાં અગત્યના દસ્તાવેજ તાંબાના પતરાપર કરવામાં આવતા.

હેરાન=દુઃખી
બંદર=જ્યાં વહાણ ને આગબોટ ઉભાં રહેતાં હોય ને માલ ચડતો ઉતરતો હોય તે સ્થળ
અથડાતો કુટાતો=હેરાન થતો
રાન=જંગલ, વન
પડપૂછ=પૂછવું તે, તજવીજ
રાની=(રાન + ઇ) રાનમાં રહેનારો
મફત=કિંમત આપ્યા વગર

**પાઠ ૨૯ મો. ભાગ ૨ જો.**

સોદાગર=વેપારી
રખેને=કદાચ, વખતે
લાગલુંજ=તરતજ
તાલ=લાગ, દાવ
ઝિલાતો=ખમાતો
શોભાતું=રહેવાતું
ગરાસીઓ=ગરાસવાળા રજપુત
કરગરીને=કાલાવાલા કરીને
સામટા=એક સાથે
અતિશય=વધારે
બુરા હાલ=ખરાબ સ્થિતિ
લોભે લક્ષણ જાય=લોભથી બધા સદ્ગુણો જતા રહે
લોભ પાપનું મૂળ=લોભ કરવાથી કેટલાક પાપ થાય છે માટે તો પાપનું મૂળ કહેવાય છે

**છપ્પો.**

સરિતા=નદી
નીર=પાણી
સિંધુ=દરીઓ, સમુદ્ર
પૂર્ણ=પૂરેપુરૂં
તૃપ્તિ=સંતોષ
દશતણી=દશની
જામે=થાય
જગદીશ=જગતના ધણી, પરમેશ્વર
કરુણા=દયા, મહેર
ઘટતું=યોગ્ય, વાજબી
છતું=પાસે હોય તે, સિલકનું

**પાઠ ૩૦ મો**

ઉદેપુર=ઉદેસિંગે વસાવેલું શહેર
ખેદ=દિલગીરી
પણ=પ્રતિજ્ઞા, નિયમ, ટેક
પુરતાં=પૂરેપૂરાં, જોઇતાં
લડાઇનાં સાધનો=માણસો, હથિયારો ને ધન
આરંભી=શરૂ કરી

હલદીઘાટ=અરવલ્લી પર્વતમાં તે ઘાટ છે.
પરાક્રમ=આગળ પગલાં ભરવાં તે, બહાદુરી
તજવીજ=તપાસ
છુપેછુપે=છાને છાને
તૂટી પડતો=એકદમ હલ્લો કરતો
ખૂટતાં=ઓછાં થતાં
ગુફા=મોટી બખોલો
ધાસ્તી=બીક
ટળવળતાં=વલવલતાં
ભાણું=ખાવાનું વાસણ
પીરસેલા=ખાવાસારૂ મૂકેલા
ફરમાવ્યાથી=આજ્ઞા થવાથી
જાસુસ=છુપી ખબર મેળવનાર
બ્યાન=વિગતવાર કહેવું તે, વર્ણન
ડાઘ=ધપકો, ડાગ
જાળવી=સાચવી
દરજ્જો=અધિકાર, પદવી
મેવો=સુકાં કે લીલાં ફળો
લંઘાણું=તડચવું તે
રજવાડાના=રજપુતસ્તાનના
ગ્રંથકાર=પુસ્તક લખનાર
માથું નીચું નમાવ્યું નથી=તાબે થયો નથી
ખાનદાન=ઉંચું કુળ
તંગી=તાણ, ખોટ
બારીક સમય=સંકટનો વખત
નિભાવ=ટકાવ
ઉશ્કેરાઇને=હિંમતમાં આવી જઇને
ગુમાવેલો=ખોએલો
કિલ્લા=લડાઇનાં સાધનોવાળા ડુંગર પરના ગઢ
અકળાતો=મુંઝાતો
ખાતરી=વિશ્વાસવાળું વચન
સ્વતંત્ર=પોતાનેજ તાબે
હવેલી=મોટું મકાન
દેશદાઝ=દેશપરની લાગણી.

## પાઠ ૩૧ મો.

નિયમસર=(અવ્યય) નિયમપ્રમાણે
વખતસર=વખતપ્રમાણે
પોષણ=ગુજરાન
ચઢતી=સારી હાલત
ઘોટાળો=ગરબડ
પ્રયત્ન=વધારે મહેનત
ખલેલ=હરકત
કાળજી=ખંત, ચીવટ

ભંગ=નાશ
ગેરહાજર=હાજર નહિ તેવા
છુપાવવાને=સંતાડવાને
બહાનાં=કારણો
અણગમતી=ન ગમે તેવી
નિયમિતપણે=ઠરાવેલા નિયમપ્રમાણે
મુકરર=નક્કી
કોશીશ=પ્રયત્ન
મોડા=ટાઈમ પછી
ટેવ=આદત, હેવા
ફળ=બદલો, ફાયદો
વહેવાર=લેવડદેવડ
ઈતરાજી=નાખુશી, ગુસ્સો
અમૂલ્ય=કિંમત કરી ન શકાય તેવો
અગત્ય=જરૂર
સસ્તાં=ઓછી કિંમતનાં
અસુરા=મોડા
રાહ=વાટ
નડતર=હરકત, અડચણ

**પાઠ ૩૧ મો.**

×માજી=પહેલાં થઇ ગએલા
સ્વર્ગવાસ=સ્વર્ગમાં વસવું, મરી જવું તે
દરીઆપારના=દરીઆના સામા કાંઠાના
સંતાન=છોકરાં
હયાત=જીવતા
પ્રિન્સ=શાહજાદો, રાજપુત્ર
અજ્ઞાન=જ્ઞાન વગરનો
અભિમાની=ગર્વિષ્ઠ, અહંકારી
મમતી=હઠીલો
તરૂણ=જુવાન
શાહજાદો=પાદશાહનો કુંવર
સભ્યતા=સલુકાઈ, અદબ
દાઝ=લાગણી, કલ્યાણની ઇચ્છા
વિષયો=બાબતો
લક્ષ=ધ્યાન
પરીક્ષા=ચારે તરફથી જોવું તે.
સલાહશાંતિ=વિરોધ ને તોફાનોનું મટવું તે
વેરભાવ=વેરની લાગણી, દુશ્મનાવટ

× પહેલાં થઇ ગએલા જો જીવતા હોય કે ન હોય તોપણ "માજી" કહેવાય છે. પણ "મર્હુમ" તો મરી ગએલાનેજ કહેવાય છે.

ખાનગી=પોતાની જાતની
ઉત્તેજન=મદદ
મરદાની=મરદને શોભે તેવી
શોખ=પ્રીતિ, પ્રેમ
મરદ=પુરૂષ
છાજે=શોભે
સુસ્તી=આળસ
માહીતી=જ્ઞાન, સમજ
દરિઆઇ=(વિ) દરીઆની
સફર=મુસાફરી
રક્ષક=રક્ષણ કરનાર
સંપ્રદાય=ધર્મનો પંથ કે માર્ગ
દેવલોક=દેવનો લોક, સ્વર્ગ
દેવલોક પામ્યા=મરી ગયા
આત્મા=જીવ
સલાહકાર=સલાહ કરાવનાર, વિ-
શેષ મહાડનાર
જગજાહેર=જગતમાં પ્રસિદ્ધ

## પાઠ ૩૩ મો.

ખોડ=શરીરની ખામી
મજાક=મશ્કરી, હાંસી
બઠુંક=ઠુંકા કદના માણસને બ-
ઠ્ઠંક કહે છે
વરવો=બેડોળ, ખરાબ આકારનો
દોષ=વાંક, ગુનો
શેખી=પતરાજ, બડાઈ
વાસરા=જૂલાં
ખાતરી=મનથી વિશ્વાસ
કાયર=હેરાન, દુઃખી
મૂર્ખાઇ=મુર્ખપણું, બેવકુફાઇ
સહેજ=આપોઆપ, જરા
અન્યાય=ન્યાય નહિ તે.
ઠીંગણો=ટુંકા કદનો
લુલો=પગે ખોડવાળો
લંગડો=એક પગ માંડી શકે ને
બીજો પગ માંડી શકે નહિ તેવો
બાડો=થોડું દેખી શકે તેવો
કાણો=એક આંખે દેખી શકતો
હોય તેવો
મુગો=બોલી શકે નહિ તેવો
બહેરો=સાંભળી શકે નહિ તેવો
અવયવો=શરીરના ભાગો
ચલણ=સત્તા, બળ, ઉપાય
ખોડખાંપણ=ખામી
કૃતિ=કામ, કાર્ય.
કોશીશ પ્રયત્ન, મહેનત

### પાઠ ૩૪ મો.

જમાઈ=દીકરીનો વર
વિનોદી=આનંદી
વિનોદ=આનંદ, રમુજ
મૂળ નામ=અસલનું નામ, પ્રથમનું નામ
કુળવાન=સારા કુટુંબનો
હાજરજવાબી=સવાલનો જવાબ તરતજ આપે તેવો
ગેરવાજબી=વાજબી નહિ તે
વિનંતી=અરજ, પ્રાર્થના
વિદાય કર્યા=વળાવ્યા
જહાંપનાહ=દુનિયાનું રક્ષણ કરનાર
નામદાર=નામવાળા, પ્રખ્યાત
વીત્યાબાદ=ગયા પછી
ચાંદી=રૂપું
મધ્યમ વર્ગ=પૈસાદાર નહિ તેમ ગરીબ નહિ તે
દરજ્જો=અધિકાર, વર્ગ
સરદાર=લશ્કરના ઉપરી
ખંચાતો ખંચાતો=અટકાતો અટકાતો
ખરા કેની ?=ખરા કે નહિ ?
ખુદ નામદાર=આપ પોતે
બેઅદબી=અવિવેક
સડક=દિંગ, ચકિત
રદ=બંધ
શાબાશી=ધન્યવાદ

### પાઠ ૩૫ મો.

કાનડી=કાનડાના રહેનારી
ચહેરો=મોંનો ઘાટ
રિવાજ=ધારો, નિયમ
બોલીચાલી=બોલવું ને વર્તવું તે
પરબાર્ઈ=ઓળખાણ
અનુસરતા=મળતા
બ્રાહ્મણ=બ્રહ્મ એટલે પરમાત્માને જાણનાર
ક્ષત્રિય=ભયમાં રક્ષણ કરનાર
વૈશ્ય=વેપાર રોજગાર કરનાર
શૂદ્ર=હલકા પ્રકારની ચાકરી કરનાર
વર્ણ=જાત
નાત=જાતના પેટા ભાગ જેમકે બ્રાહ્મણ, વાણિઆ, કુલાળા વગેરે
જુલફાં=કાન આગળના વાંકા વાળ
ચોરણો=નીચે સાંકડો ને ઉપર ખુલતો લેંઘો
કંમર=કેડ
ભેટ બાંધવી=કેડે લુગડું બાંધવું

ઈજાર=મુલનો લેંઘો
મેર=બાજુ
ઓઢણું=માથે ઓઢવાનું કપડું
છેડો આડો કરીને=બાજુ પરથી જરા લગડું મોં પર આડું કરીને
લાજ કાઢવી=માથા પરથી લગડું એવી મોં ઢાંકવું તે
પડદે રહેવું=ધણી સિવાય બીજા પુરુષને મોં બતાવવું નહિ
સુરવાલ=પાટલુન
સદરો=ટુંકા બાંહેનું પહેરણ
કસ્તી=પારસીની જનોઈ
સાડી=એક પનાનું ઓઢણું
હાથેવાળો=વરકન્યાના હાથ મેળવીને
ખાંડું=કન્યાને માંડવે વર ન જતાં એ બાબતમાં તરવાર મોકલવામાં આવે છે તે
વિધવા=જેનો ધણી મરી ગયો હોય તે સ્ત્રી
પુનર્લગ્ન=ફરીથી પરણવું તે
હલકી વર્ણો=હલકી જાતો (કોળી, ભીલ, નાયકડા વગેરે)
છુટ=રજા, પરવાનગી
માટી=માંસ
બાધ=હરકત, વાંધો
શબ=મુડદું
દખમું=પારસીનો મુડદા મુકવાનો કુવો
બોલી=ભાષા
બિળહોળિગે=રોટલી

## પાઠ ૩૬ મો.

વારામાં=વખતમાં
ઋષિ=વનમાં ઝુંપડી બાંધી તપ કરનાર
કુળગુરુ=કુળના ગુરુ (કુળ+ગુરુ)
કાન્યકુબ્જ=કહાન ને કુબ્જાનો* મુલક
મૃગયા=શિકાર
આશ્રમ=સ્થાનક, જગા
આવકાર=માન આપવું તે
વાની=ચીજો
નંદિની=કામધેનુનું નામ છે

* કુબ્જા—મથુરાની કદરૂપી સ્ત્રી તેના પ્યારથી કૃષ્ણ તેની સાથે પરણ્યા હતા,

કામધેનુ=ઇચ્છેલું આપે તેવી ગાય
ડગી=ખસી
બળાત્કારે=પરાણે, જોરજુલમથી
હથિયારબંધ=હથિયાર બાંધેલાં હોય તેવા
અગણિત=ગણી શકાય નહિ તેટલા
વીરો=લડવૈયા
ઝંખવાઇ ગયા=ઝાંખા પડી ગયા
તપોબળ=તપનું બળ
રાજબળ=રાજનું બળ
વિસાત=ગણતરી
રાજપાટ રાજગાદી
પદવી=દરજ્જો, અધિકાર
તપ=ઇચ્છિત વસ્તુ મેળવવા દેહ કષ્ટ કરવું તે
બીધા=બીના, ડર્યા
સ્વર્ગ=સુખનું ધામ
ડોલાવશે=હલાવશે, અસ્થિર કરશે
ઇંદ્ર=સ્વર્ગનો રાજા
ભૂલથાપ આપવી=છેતરવું, ભૂલ ખવરાવવી
બ્રહ્મર્ષિ=બ્રહ્મ એટલે પરમાત્માને જાણનાર ઋષિ
રાજર્ષિ=રાજાના ગુણવાળો ઋષિ
રાજસભા=રાજાની સભા
લાગ=તક, વખત
નિર્મળ=મેલ વગરનું, સ્વચ્છ
માન=મોટપ
કને=પાસે
શ્રમ=મહેનત
*સિદ્ધિ=ઇચ્છિત વસ્તુ મેળવી આપે તેવી શક્તિ કે બળ

## પાઠ ૩૭ મો.

વિઘ્ન=હરકત, અડચણ
હિંમતવાન=હિંમતવાળી
હાથ પર=હાથમાં
આરંભી=શરૂ કરી
કાયર=મુશ્કેલીથી ડરી જનાર
બાયલો=બાયડી જેવો, નામર્દ
અમર=મરે નહિ તેવું, કાયમ
પરવાર=દરકાર

*સિદ્ધિ આઠ ગણાય છે—અણિમા, મહિમા, ગરિમા, લઘિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઇશિત્વ, વશિત્વ,

પાર ઉતાર્યું=પૂરું કર્યું
મૂળથી=પ્રથમથી
આગ્રહ=અંત, મંડ્યા રહેવું તે
રાજપદ=રાજનો અધિકાર
ખસેડી=દૂર કરી
ધમકી આપી=ડર બતાવ્યો
શરણુ=તાબે
ઠાર મારીશ=જીવથી મારીશ
સ્વતંત્ર=પોતાનેજ તાબે, બીજા કોઇને તાબે નહિ તે
નિશ્ચયવાળો=ચોક્કસ ઠરાવવાળો
ઇજનેર=બાંધ કામમાં કુશળ પુરુષ
સંયોગી ભૂમિ=જમીનના બે મોટા ભાગને જોડનાર જમીનનો નાનો ભાગ
નહેર=પાણીની મોટી નીક
મહાભારત=ઘણું મોટું, ઘણું કઠણ
છાતી=હિંમત
ખ્યાલ=વિચાર
બેશક=શક વગર, નક્કી.
તોડ=નિકાલ
દાઝ=લાગણી, કલ્યાણની ઇચ્છા
ફેર્યાં=મટાડ્યાં, ટાળ્યાં

સીદી=હબસી. શરીર કાળું, હોઠ જાડા, વાળ ગુંછળીઆળા તેવા લોક
ગુલામ=વેચાતો લીધેલો ચાકર
ચાલ=રિવાજ
દુષ્ટ=પાપી, ખરાબ
ગુલામગીરી=ગુલામકરવાનોરિવાજ
લડત=લડાઇ
સફળ થયો=પાર પડ્યો
એક સામટા=એક સાથે

## પાઠ ૩૮ મો.

પટરાણી=રાણી, રાજા સાથે ગાદી પર બેસવાના હક્કવાળી રાણી
કાં=કેમ, શામાટે
પરોવાયું=ગુંથાયું
શાણી=ડાહી
ચાતક=એક પંખી, બપૈયો. તે વરસાદનું ઉંચેથી પડતું પાણી પીએ છે.
ચકવો=ચક્રવાક. તે રાત પડે ત્યારે ચકવીથી છુટો પડી જાય છે
પ્રતિદિન=દરેક દિવસે
ખર=ગધેડો

ઘુવડ=એક પંખી, તે દિવસે થોડું દેખી શકે છે,માણુસો તેને ચાહતાં નથી
ઉદાસી=દીલગીરી
હરાયો=પારકો, હરામનો
નિજવાસ=પોતાને ઠેકાણે
વતન=જાગીર
વિસ્તારી=લંબાવી, વર્ણન કરી

**ટીપ**—ત્રણસેં વરસ પહેલાં દિલ્હીની ગાદીપર અકબર નામે પ્રતાપી બાદશાહ હતો. તેણે હિંદનાં રજપુત રાજ્યોને પોતાના બળે ને તેમની સાથેના લગ્ન સંબંધથી વશ કર્યાં. ઘણા રજપુત રાજાઓએ પોતાની કુંવરીઓ બાદશાહને કે તેના કુંવરને પરણાવીને પોતે તેના સગા ને તાબેદાર બન્યા. પ્રતાપને આ વાત ગમી નહિ. રજપુત થઇ મુસલમાનને કન્યા આપવી તે તેને ઘણું અયોગ્ય લાગ્યું તેથી તે બાદશાહ સાથે એવો સંબંધ રાખનારનું અપમાન કરવા લાગ્યો ને તેવાની સાથે ભોજન વ્યવહાર રાખવાનું તેણે બંધ કર્યું એવામાં આંબેરના રાજા ભગવાનદાસનો પુત્ર માનસિંહ જેણે પોતાની બેન અકબર વેરે પરણાવી હતી ને જેને અકબરે પોતાનો સેનાપતિ બનાવ્યો હતો તે દક્ષિણ જીતી દિલ્હી જતાં રસ્તામાં પ્રતાપસિંહને મળવા ને તેનું અભિમાન જોવા આવ્યો. પ્રતાપે તેનો સારો સત્કાર કર્યો પરંતુ તેની સાથે ભોજન કર્યું નહિ, તેથી માનસિંહ ગુસ્સે થઇને ચાલ્યો ગયો ને દિલ્હી જઇ પ્રતાપસિંહનું ગુમાન ઉતારવા તથા તેને તાબે કરી તેના કુળની કન્યા લેવા બાદશાહને ઉશ્કેર્યો. બાદશાહે મોગલ લશ્કરને મેવાડપર ચડાઇ કરવા તૈયાર થવા હુકમ કર્યો તે વખતે અકબરના દરબારમાં બિકાનેરનો રાજપુત્ર પૃથ્વીરાજ હતો તેણે પ્રતાપને એ ખબરનો પત્ર લખ્યો. તે પત્ર પ્રતાપને મળ્યો હતો જે વાંચી પ્રતાપ ચિંતામાં પડ્યો હતો ત્યાં તેની રાણી આવી પૂછે છે.

અંડી=ટુંકી ચાળનું અંગરખું
ગુંજામા=ગજવામાં, ખીસામાં
દી=દિવસ
ભે=ભય, બીક
ધાર્યું=ધારેલું
આકળા=ઉતાવળા, ગભરાટવાળા
શેતરંજ=બુદ્ધિબળની એક રમત
દીનાનાથ=ગરીબનો ધણી, પરમેશ્વર
પટ=કકડો, મેદાન
લહાવો=ઓરીઓ, આનંદ
દાવો=હક
રણુવાસ=જનાનખાનું, રાણીવાસ
રણસંગ્રામ=લડાઇના મેદાનનું યુદ્ધ
વય=ઉંમર
પાણી=બળ, જોર, શક્તિ
બાણુ=તીર
ચોટ=નજર માંડી ઘા કરવો તે
કાચી=ઓછી, થોડી
પલોટાયા=અનુભવ મેળવ્યા
રણુ=લડાઇનું મેદાન
અભાગણી=કમનસીબ

ખાળો=અટકાવ, રોકાણ
હાં=સાથે
વેરી=દુશ્મન
કાળજાં ફાડશે=કાળજાં ચીરશે
સંતાપ=દુઃખ
શમી ગયો=મટી ગયો.

પાઠ ૪૦ મો.

અક્કલબાજખાં=ભારે અક્કલવાળો
નવાબ=મુસલમાન સુબેદાર, નાનો મુસલમાન રાજા
છાંટો=બુંદ, ટીપું
અક્કલનો છાંટોએ નહોતો=જરા પણ અક્કલ નહતી
ઉદ્ધત=મરજી પ્રમાણે વર્તનાર
પહોર=૩ કલાકનો વખત
હજુરી=પાસે રહેનાર નોકર
મિજાજ=અભિમાન
પાયમાલ=મૂળમાંથી નાશ કર્યો હોય તેવું
+કંપની સરકાર=વેપારી મંડળીની બનેલી સરકાર

+હિંદમાં ૧૮૫૮ ની સાલ સુધી કંપની સરકારનું રાજ્ય હતું. તે વેપારી લોકોની મંડળી હતી. ૧૬૦૦ માં વિલાયતમાં ઉભી થઇ હતી.

બહાનાં=કારણ
વીત્યા=ગયા
આતુરતા=ઘણી હોંસ, નવું જાણવાની ભારે ઇચ્છા
રાહ=વાટ
પરાક્રમ=બહાદુરી
સરત=ઠરાવ
હોજ=પાણીનો મોટો કુંડ
પ્રતિબિંબ=કાચ કે પાણીમાં જે સામો આકાર દેખાય છે તે
દગો=કપટ
સખત પહેરા=દેખરેખવાળી ચોકી
ઇલ્કાબ=ખિતાબ
જાગીર=જમીન, ગિરાસ

### પાઠ ૪૧ મો.

મધરાતને સુમારે=લગભગ મધરાતે
ફેરણી=રોન, ફેરો
ધાંટો=બૂમ
બંબો=પાણી ઉંચું ચડાવવાનો સંચો
રૂંધાઇ=ગુંગળાઇ
બેભાન=ભાન વિનાના
તાજો વા=ચોકખી હવા
જાગૃતિ=ભાન, હોશિયારી, ઉંઘ કે સુસ્તીનુ ઉડી જવું તે
ગમ=બાજુ, તરફ
લાગ=દાવ, સવડ
પાડોશી=પડખે રહેનાર
પાધરો=સીધો
હડસેલો=ધક્કો
થરથર ધ્રૂજવું=ધ્રૂજ્યા કરવું
ફેરા=આંટા, ચક્કા
આણીશુદ્ધ=અણીસહિત, જેવાં ને તેવાં, વગર ઈજાએ
જોખમ=નુકસાન, સંકટ
સૂંઢ=સૂંઢ જેવો બંબાનો છેડો
આંકડી=વાંકા છેડાવાળું ખેંચવાનું ઓજાર
ગોટાળો=ગરબડ

### પાઠ ૪૨ મો.

+મૃગજળ=ઝાંઝવાનું જળ હવાના તપવાથી પાણી જેવો થતો દેખાવ
કરડા=સખત, આકરા

+ ઝાંઝવાના જળથી હરણ (મૃગ) ઘણું છેતરાય છે તેથી તેને મૃગજળ કહે છે.

પાધર પ્રદેશ=સપાટ મેદાન
વિચિત્ર=નવાઈ જેવો
આબેહુબ=મૂળને પુરેપુરો મળતો
ભર ઉનાળો=ગ્રીષ્મ ઋતુનો વખત
રણ=રેતીનું મેદાન
લાલચ=મેળવવાની ઇચ્છા
માહીતગાર=જાણીતા
રોઝેટા=આ ફ્રેકાખંડમાં શહેર છે
મિનારા=મસીદના ઉંચા ભાગ
મસીદ=મુસલમાનોને નિમાજ પઢવાનું મકાન
ઘુમટ=ઉપરનો અર્ધગોળ ભાગ
અરબ=અરબસ્તાનનો રહેવાસી
ભોમીઓ=જાણીતો
સાફ=ખુલ્લું
ચકિત=દિંગ, નવાઈ પામેલો
કડકડતા=સખત, આકરા
પ્રવાસી=મુસાફર
આરામ=વિસામો, થાક
નિરાશ=આશાભંગ, નાઉમેદ
થાકેલો પાકેલો=બહુજ થાકેલો

### પાઠ ૪૩ મો.

મહિમા=મોટાઇ
ફા=અખોલ
પશુ=ચોપગાં જાનવર
કબુલકીધી=માન્યરાખી
કોહલો=શિઆળ
ઉપાય=ઇલાજ
વખતચુકવી=ટાઇમ થઇ ગયા પછી
આંતર્યો=રોક્યો, અટકાવ્યો
પરવાનગી=રજા
સોગન=કસમ
માથાથી પગ સુધી ઝાળ ઊઠી=આખા શરીરમાં ક્રોધ ઊઠ્યો.
ઝાળ=ક્રોધનો અગ્નિ
અપમાન=માનથી ઉલટું તે
નાલાયક=લાયક નહિ તે
અબઘડી=હમણા ને હમણા
કુઈ=સાંકડો ને ઉંડો કુવો
ડોકીઉં=ડોક આગળ કરી જોવું તે
પીસ્યા=દાબ્યા
ગર્જના=મોટો અવાજ
ઘોષ=સામો અવાજ, પડઘો
અકળાયો=મુંઝાયો
બાથબીડવી=લડવું
અફળાયો=પછડાયો
વીટળાઇ વળ્યા=ચોતરફ ફરી વળ્યા
ખરે=નક્કી

બુદ્ધિઆગળ બળ પાણી ભરે છે=બુદ્ધિ આગળ બળનું કંઈ ચાલતું નથી. બુદ્ધિ બળકરતાં શ્રેષ્ઠ છે

## પાઠ ૪૪ મો.

પાણીના નળ=જે નળમાં પાણી આવતું હોય તે
જન્મારો=જીંદગી
ઠેરઠેર=ઠેકાણે ઠેકાણે
ટાંકી=પત્થરની ચણેલી કે લોઢાની બનાવેલી પાણીની મોટી પેટી
જવલ્લેજ=વખતેજ
તીકમ=જમીન ખોદવાનું બંને બાજુ અણીવાળું ઓજાર
છીણી=ધાતુ કાપવાનું ઓજાર
વતી=વડે, થી
પેચ=ફેર, વળ
સકત્રો=ચકલી, જેના ફેરવવાથી નળમાંનું પાણી બહાર પડે કે બંધ થઇ જાય તે
કાટખુણો=આવો આકાર |___
ટીલું=U આવો આકાર
સફેતો=એક જાતનો ધોળો પદાર્થ
ટોટી=સકાયાવાળી છેડાની નળી
જંગી=વડી મોટી
વરાળયંત્ર=વરાળથી ચાલતું યંત્ર
સહેજસહેજ=જરા જરા
આપદા=દુઃખ
જમાનો=વખત, સમય
બોધ=ઉપદેશ

## પાઠ ૪૫ મો.

પ્રમાણ=માપ
સુખાકારીખાતું=સુખની ખબર રાખનારૂં ખાતું
વડા=મોટા
તંદુરસ્તી=આરોગ્યતા
સબળ=ભારે જોરાવર
બિમારી=મંદવાડ
અભાવ=અપ્રીતિ
મરડો=વારે વારે ઝાડે ફરવા જવાની ઇચ્છા થાય પરંતુ ઝાડો ઉતરે નહિ તેવા રોગ
સંગ્રહણી=વારે વારે ઝાડે જવું પડે તે રોગ
મોટો તાવ=લાંબી મુદ્દત પહોંચે તે તાવ
મધુરૂં મધુરૂં=થોડું થોડું
શોખ=પ્રીતિ, પ્રેમ
ખુલાસો=કારણો આપી સમજાવવું તે

ચાંપતા=જોઇતા, ઘટતા
કાસળ=મૂળ
ભર વસ્તી=ઘણી વસ્તી
મહોલ્લો=શેરી પોળ
ઉકરડા=કચરાના ઢગલા
જાજરૂ=પાયખાનું
થાળું=કુત્તાની આસપાસની જગા
ભોંયમાંમરી=ભોંયમાં ઉતરી
જંતુ=જીવડાં
કોઢ=ઢોર બાંધવાની જગા
વિદાય થયા=ગયા

પાઠ ૪૭ મો.

વર્તણુક=રીતભાત
નારાજ=નાખુશ
મગજ=શરીરનો રાજા, માથાની અંદર છે
પ્રમુખ=સભાનો મુખી
પ્રમુખપદ=સભાના મુખીની જગા
હજુર=પાસે
રજુ કરવું=આગળ મૂકવું
પરવડતી=પાલવતી, પોસાતી
તસ્દી=મહેનત
વેતરૂં=વેઠ, મજુરી, મરજી વગરનું કામ
મીઠું મરચું ભભરાવીને=વાત વધારીને
જુલમ=દુઃખ દેવું તે
સુગંધ=સારી વાસ
દુર્ગંધ=નઠારી વાસ
ઘોર=ભયંકર
ગાંડપણુ=ગાંડાઈ
આળસુ=કામ ન કરે તેવું
રળવું=કામ કરવું
નભીએ=ટકીએ
આવેશ=ગુસ્સો, રીસ
પરિણામ=ફળ
પસ્તાવો=પાછળથી દીલગીરી કરવી તે
ટટાર=સીધા, શક્તિવાળા
અંગ=અવયવ
નિરોગી=રોગ વગરના
તવંગર=પૈસાદાર
જાતમહેનત=શરીરની મહેનત
નિભાવ=ટકાવ

પાઠ ૪૮ મો.

કુંભારીઆ=આરાસુર પર્વત પાસે ગામડું છે
રાણકપુર=રજપુતાનામાં ગામડું છે

રળિઆમણું=સુંદર
નકશી=કોતરણી
મોહ=નવાઇ
દેવળવાડા=દેવળનો જત્થો, આબુ પરનાં દેવળો
આબુરોડ=આબુ જવાનો રસ્તો
સુગમ=સહેલું
વાહન=મુસાફરીમાં બેસવાનાં સાધન
છાવણી=લશ્કરની જગા
વિશાળ=મોટું
રમણીય=સુંદર
ચિત્રકૂટ=આબુનું શિખર છે
આદિનાથ=પહેલા તીર્થંકર
બારીક=ઝીણું
અંતે=છેવટે
રોજ=એક દિવસનો પગાર
પાર વિનાની=ઘણીજ
નકશીકામ=કોતરકામ
દેરાસર=દેવળ
ગભારો=દેરાસરમાં મૂર્તિ રાખવાનો ભાગ
સભા મંડપ=દહેરાનો આગલો વિશાળ ભાગ
ઘુમટ=દહેરાનો ઉપલો અર્ધગોળ ભાગ
ઠરી જાય છે=સ્થિર બની જાય છે
વિસ્મય=નવાઈ
નિર્જીવ=જીવ વગરની
ઇમારત=મોટું મકાન
પ્રવીણ=હોશિયાર

## પાઠ ૫૦ મો.

પરદુઃખભંજન=બીજાનું દુઃખ ભાંગનાર
શોખીન=પ્રીતિવાળા
ઉદાર દીલનો=મોટા મનનો
શ્લોક=બે કે ચાર લીટીની કવિતા
દક્ષિણા=દાન તરીકે બ્રાહ્મણને આપવું તે
ઠરવા=સાબીત થવા
સ્મરણ શકિત=યાદશક્તિ
ભણીજાય=બોલી જાય
વડવા=બાપદાદા
ઉછીની=થોડા વખત માટે લીધી હોય તે.
દેવું=કરજ
પુરાવો=સાબીતી
બનાવટી=બનાવેલો

ધારો=રિવાજ
અચંબો=નવાઈ
સ્તબ્ધ=દિંગ, ચકિત
પ્રપંચ=કપટવાળી યુક્તિ
સ્થિતિ=હાલત
વેશ=પોશાક
હાસ=થાકીને બેસતી વખતે એ
શબ્દ બોલાય છે
શિરામણ=સવારનો નાસ્તો
રાજવહીવટ=રાજકારભાર
વૈદકશાસ્ત્ર=વૈદકનું શાસ્ત્ર
ડાંગ=મોટી લાકડી
ઉગામી=મારવાને ઉંચી કરી
કની=કે નહિ ?
પાહે=પાસે
નીયા=ઈન્સાફ
ધોરો=ડંડો
હાનિ=નુકસાન
હાચેહાચું=ખરેખરૂં
કારે=ક્યારે
અમૃત=જે ખાવાથી મનુષ્ય મરે
નહિ તે પદાર્થ

પાઠ ૫૧ મો.

તાણ=તંગાશ
જાતે=પોતે, પંડે
પુરણી=જમીનમાં માટી પૂરવી તે
બેશક=શક વગર, નક્કી
વહેરતાં=કરવતથી કાપતાં
વૈદું=વૈદનું કામ
જાતે=શરીરે
નર્યાં=રોગ વગરના
પહેલું સુખ તે જાતે નર્યાં=શરીરે
રોગ વગરના તે પહેલું સુખ છે
વાઢકાપ=વાઢવું ને કાપવું તે
અનુભવ=મહાવરાથી મળેલું જ્ઞાન
ઔષધ=દવા
માન=આબરૂ
ખનીજ=ખાણમાંથી નીકળતા પદાર્થ
ખજાનો=ભંડાર
સદ્ગૃહસ્થ=સારો માણસ
આબાદ=સુખી, પૈસે ટકે ભરપુર
શોભાનાં પુતળાં=સારાં દેખાય પણ
ઉપયોગી ન હોય તે

પાઠ ૫૨ મો.

ભીષ્મ પ્રતિજ્ઞા=ભયંકર પણ
ભીષ્મ=ભયંકર પણ લેનાર દેવવ્રત
નામાંકિત=જાણીતા
વારામાં=વખતમાં

પેઢી=વંશની પાયરી
*શંતનુ=પાંડવ કૌરવનો પૂર્વજ
સ્વાર્થ=પોતાની મતલબ
ત્યાગ=તજી દેવું તે
કાંતિ=રૂપ, તેજ
મત્સ્યગંધા=સત્યવતીનું બીજું નામ કેમકે તેમાંથી માછલાની જેવી ગંધ નીકળતી હતી
યોજનગંધા=સત્યવતીનું ત્રીજું નામ કેમકે તેની સુવાસ યોજન એટલે ચાર ગાઉ ફેલાતી
ખૂબસુરત=સુંદર, રૂપાળી
ઉત્કંઠા=ઘણીજ આતુરતા
માગું=માગણી
સહેજમાં=જરાવારમાં
વારસ ઠરે=પછીનો હકદાર થાય
સંતાપ=દુઃખ
એકનો બે ન થયો=લીધેલી વાત મૂકી નહિ
ગંભીર=ઘણી ભારે
ભયાનક=ભય ઉત્પન્ન કરે તેવી
બ્રહ્મચારી=કુંવારા રહેવાનું વ્રત પાળનાર
કોલ=વચન

## પાઠ ૫૩ મો.

ઇસ્લામી=મુસલમાની
સ્વારી=લશ્કર લઇને બીજા દેશપર જવું તે, ચઢાઇ
વેરાન=ઉજડ



ગભારો=મૂર્તિ રાખવાનો ભાગ
રત્નજડિત=રત્નો જડેલો
ભંડાર=ખજાનો
નટ=નૃત્ય કરનાર
નૃત્ય=નાચ
ભોગ=મૂર્તિ આગળ નૈવેદ ધરવું તે
હલ્લો=હુમલો, લશ્કર સાથે તુટી પડવું તે
ખંડન=ભાંગવું તે
પણ=પ્રતિજ્ઞા
જમા કર્યું=એકઠું કર્યું
કૂચ=મુસાફરી
ઓળંગી=વટાવી
જંગીઓ=તોપની બારીઓ
તાકાત=બળ
ખુનરેજી=કતલ, કાપાકાપી
પ્રાણ=જીવ
નામના=કીર્તિ, આબરૂ
પ્રાણ=જીવ
નામના=કીર્તિ, આબરૂ
પેડું=માંસનો ભાગ
કબર=દાટેલા મુડદાપરનો ચોતરો
વિસારે પડવાં=ભૂલી જવાયાં
ચાલુક્ય=સોલંકી

સમરાવ્યું=સુધરાવ્યું, સમું કરાવ્યું
અદ્યાપિ=પણ, આજ

### પાઠ ૫૪ મો.

પ્રસિદ્ધ=પ્રખ્યાત, નામીચું
સુબો=ગવર્નર
ખુદ=પંડે, પોતે
બારૂં=વહાણને લંગર કરવાની જગા
યુરોપી=યુરોપના
પોર્ટુગીઝ=પોર્ટુગાલના લોકો
સત્કાર=માન આપવું તે
સુંવાલી=સુરત પાસે ગામડું છે.
તૂટી પડયા=એકદમ હલ્લો કર્યો
અગ્નિનૌકા=સળગી ઉઠે તેવા પદાર્થો ભરેલું વહાણ
ફાવ્યા=સફળ થયા
વકીલ પ્રતિનિધિ
કોલકરાર=વચનના ઠરાવ
બીજ=બી
આરંભ=શરૂઆત
સર્વત્ર=બધે સ્થળે
વલંદા=યુરોપના હોલાંડ દેશના રહેવાસી
અદાવત=વેર, દુશ્મનાવટ
કરડી નજર=ખરાબ દૃષ્ટિ

હઠાવી=પાછી કાઢી
નિશાન=એંધાણ
ચઢતી કળા=આબાદ સ્થિતિ
અરસામાં=વખતમાં
મથક=મુખ્ય સ્થળ
જહાંગીર=દુનિયા જીતનાર

### પાઠ ૫૬ મો.

પત્રવહેવાર=પત્ર મોકલવાની રીત
ટપાલ ખાતું=પત્ર પહોંચાડનારૂં ખાતુ
પાકી=સરસ
પરબિડીઆં=કવર
ખેપીઆ=કાગળ લઈ જનાર ને લાવનાર
સહીસલામત=હકીકત વગર
માનવાચક=માન બતાવનારા
તીર્થ રૂપ=તીર્થ જેવા પવિત્ર, (પિતા)
ચિરંજીવી=લાંબો વખત જીવનાર, પુત્ર કે નાનો ભાઈ
રાજમાનરાજેશ્રી=રાજમાં માનવાળા ને રાજની લક્ષ્મી (સારા માણસ)
પ્રિય ભાઇ=વહાલા ભાઇ (મિત્ર)
સૌભાગ્યવતી=સારાં ભાગ્યવાળી, (સધવા સ્ત્રી)
ગંગાસ્વરૂપ=ગંગાજી જેવી પવિત્ર, (વિધવા સ્ત્રી)
ઘટે=યોગ્ય લાગે
નામ ઠામ=નામ ને ઠેકાણું
સૂચના=હકીકત સમજાવનારી વાત
પત્તો=ઠેકાણું
ક્રમવાર=ક્રમ પ્રમાણે
કસ્બો=મોટું ગામ

### પાઠ ૫૮ મો.

કૈસરે હિંદ=હિંદના કૈસર
કૈસર=શહેનશાહ કે શહેનશાહ બાનુ
સતિ=સદ્‌ગુણી સ્ત્રી
કાળ થયો=મરી ગયા
દેવલોક પામ્યા=મરી ગયા
સંભવ=બનવાની આશા
કાળજી=ખંત, ચીવટ
સંપૂર્ણ=પૂરેપૂરી
તરૂણ=જુવાન
દરજ્જો=અધિકાર
અભિમાન=ગર્વ
આચરણ=રીતભાત
લાયકાત=યોગ્યતા

અવસ્થા=ઉંમર, સ્થિતિ
પ્રધાનો=કારભારી
શાણા=ડાહ્યા
પત્ની=સ્ત્રી
સલાહ=મત, વિચાર, અભિપ્રાય
પ્રયાસ=મહેનત
નીતિ=આચરણ, વર્તન
નિષ્ઠા=ભરોસો, વિશ્વાસ
વિધવા=જેનો ધણી મરી ગયો હોય તે સ્ત્રી
ભાવ=પ્રીતિ
ઉમદા=ઉંચી જાતના
યાદગીરી=સંભારણું
દબદબો=ભપકો
સભ્યતા=અદબ, વિવેક
પરગજુ=બીજાનું ભલું કરનાર
કંગાલ=ઘણાજ ગરીબ
બુજ=કદર
લક્ષ=ધ્યાન
મુલાકાતે=મળવાને
મમતા=પ્યાર
મુનશી=ઉર્દુ ભાષા શિખવનાર
તહેનાતમાં=હજુરમાં
હસ્તક=હાથમાં
જાહેરનામું=જાહેર કરવાના ખબર લખેલો કાગળ
ઢંઢેરો=બધાને જાહેર કરવાના ખબરનો લેખ, સરકારી જાહેરનામું
દરબાર=રાજસભા
દાઝ=લાગણી
વિસ્તાર=ફેલાવો
આબાદી=ચઢતી સ્થિતિ
અજાયબી=નવાઈ
પૂજ્યભાવ=પવિત્ર લાગણી



## ત્રીજી ચોપડી–ભાગ ૨ જો.



### પાઠ ૬૦ મો.

પુરાણો=હિંદુ ધર્મના જૂના ગ્રંથો
જાદવ=યદુ રાજાના વંશજો
મૌર્ય=નંદ રાજાની સ્ત્રી મુરાના વંશજ.

ચંદ્રગુપ્ત
|
બિંદુસાર.
|
અશોક.

મગધ=બિહાર
સંગમ=બે નદીઓ ભેગી થાય તે જગા
સમર્થ=બળવાન
યુનાન=યુરોપ ખંડમાંનો ગ્રીસદેશ
પૌત્ર=દીકરાનો દિકરો.
નિરાધાર=આધાર વિનાનાં
ધોરી રસ્તા=મુખ્ય રસ્તા
વાવ=પગથીઆ વાળા કૂવા
ઓતરા=ઓટા
બૌદ્ધ=ગૌતમબુદ્ધે ચલાવેલો ધર્મ
સ્તંભ=થાભલો
મૂળતત્ત્વો=મુખ્ય બાબતો
બોધ=ઉપદેશ
કાયમ=હંમેશ, લાંબી મુદત ટકે તેવું
લિપિ=ભાષા
હિંસા કરવી=જીવ મારવા.
વડીલો=મુખી
શ્રમણ=બૌદ્ધ સાધુ
ઉડાઉ=વધારે ખર્ચ કરનાર
સદાચાર=સારીરીતભાત
હિત=કલ્યાણની વાત
મત=વિચાર, ધર્મનો પંથ
વખોડવો=નિંદા કરવી
વૃત્તાંત=જીંદગીની હકીકત
લાડી=કન્યા, વહુ
સાથી=સોબતી
લંકા=હિંદુસ્તાનની દક્ષિણે બેટએ
ઘોઘા=ભાવનગર પાસે બંદર છે.

### પાઠ ૬૧ મો.

વંશજો=વંશમાં જન્મેલા
ખંડેરો=ભાગી પડેલી ઇમારતો
દરમિઆન=વખતમાં

ગુર્જરરટ=ગુર્જર લોકોનો મુલક
પંચાસર=તેનાં ખંડેર ઝીંઝુવાડા પાસે છે
નીડર=ડરે નહિ તેવો
એકવચની=બોલ્યું પાળનારો
અભિમાની=અહંકારી
રૂપવંતી=રૂપાળી
સાંખી=ખમી
×પટાવત=રાજાનો મુખ્ય સરદાર
કતલ કરી=કાપી નાખી
જીવ લઇને નાઠી=જીવ બચાવવા ભાગી
પડાવ=મુકામ
નીમકહલાલ=ખાધેલું હક કરે તેવો
ઠાર કર્યો=જીવથી મારી નાખ્યો
ગર્ભવંતી=ભારેવાઇ, પેટમાં છોકરૂં હોય તેવી
નિર્ભય=ભય વિનાનું
રણભૂમિ=લડાઇનું મેદાન
યાહોમ કરીને=મરણીઆ થઇને, જીવની દરકાર ન રાખીને
લાત=પગની પાટુ
મલ્લ=કુસ્તી કરનારા
ઝૂઝીને=જુસ્સાથી લડીને

## પાઠ ૬૨ મો.

જયસિંહ=જય મેળવવામાં સિંહ જેવો
વનરાજ=વનનો રાજા, સિંહ
અણહીલપુર=અણહીલ ભરવાડનું નામ રાખવા વનરાજે વસાવેલું શહેર
ભાણેજ=બેનનો દીકરો
શ્રેષ્ઠ=ઉત્તમ, સૌથી સરસ
પુખ્ત ઉંમરનો=યોગ્ય ઉંમરનો
કાયમ=હમેશાં રહે તેવું
કદાવર=ઉંચો ને ભરાઉ
પોંચો=કાંડાથી આંગળાં સુધીનો હાથનો ભાગ
ઉંમરે પહોંચ્યો=પુખ્ત ઉંમરનો થયો
બાબરીઆવાડ=બર્બર લોકોનું રહેઠાણ, કાઠિઆવાડનું એક પરગણું છે

---

×ગુજરાતના સોળ પટાવતનાં નામ—ચંદ્ર, દ્રંદ, ભટ, વેદ, વીર, સિંહ, સિંધુ, ગીર, ધીર, સામંત, ધીમંત, ધનવી, પદ્મ, ભીમ, મહારથી ને મીર.

શ્રીસ્થળ=સિદ્ધપુરનું જુનું નામ
ત્રાસ=ડર, બીક
સતી થઈ=પતિની પાછળ જીવતી બળી મરી
ખાલસા કર્યું=પોતાના રાજ્ય સાથે જોડી દીધું
આણ=હુકમ
ઘાતકી=ખુની, પાપી
શૈવ=શિવને માનનારા
રૂદ્રમાળ=શંકરનું દેવળ
ભાલ=અમદાવાદ જિલ્લાનો ધંધુકાની આજુબાજુનો ભાગ
સહસ્રલિંગ=જેને ફરતી શંકરની હજાર દેરી છે તેવું તળાવ
દંતકથા=મોઢાની વાત
બાધ=હરકત, અડચણ
કલ્યાણ=ભલું, સારૂં
વૃત્તિ=ઇચ્છા

પાઠ ૬૩ મો.

વાઘેલા=વાઘેલ ગામના ગરાસીઆ
ઉમરાવ=અમીર, મોટો જાગીરદાર
લેખો=લખેલી હકીકતો
ઘેલો=મૂર્ખ, ગાંડો
અલાઉદ્દીન=દિલ્હીનો પાદશાહ, તે અલાઉદ્દીન ખુની કહેવાય છે.
પાટનગર=ગાદીનું શહેર
વેરાન=ઉજડ
આજીજી=કાલાવાલા, વિનંતી
બેગમ=બાદશાહની સ્રી
ઉદાસ=દીલગીર
દીપી=શોભી
મરાઠો=મહારાષ્ટ્રનો રહેવાસી
અઘટિત=અયોગ્ય
આફત=દુઃખ
કૂચ=મુસાફરી
રખેવાળો=રક્ષણ કરનારા
ઝપાઝપી=તરવારથી લડવું તે
બાગલાણ=ગુજરાત ને દેવગીરિ વચ્ચેના ડુંગરા
વડો=મોટો
કાવ્ય=કવિતાનું પુસ્તક
રવડી રખડીને=રઝળી રઝળીને
સુબો=ગવર્નર, મોટા પ્રાંતપર અમલ ચલાવનાર
દુરાચરણી=નઠારાં આચરણવાળા
હાકેમ=અમલદાર, સુબો
બંડ=પ્રજા કે નોકરનું સામે થવું તે, ફિતુર
પૌત્ર=દીકરાનો દીકરો

ચોભાયું=ખમાયું, રહેવાયું
છક્કાબ=ખિતાબ
શાણા=ડાહ્યા
ખૂન કરવું=જીવથી મારી નાખવું
પશ્ચાત્તાપ=પછવાડેથી થતું દુઃખ
અંતઃકરણ=મન
ઘોર=પાપી
અદલ=યોગ્ય, વાજબી
વાટપાડુ=રસ્તો રોકી લુંટ કરનારા
લુટારૂ=લુંટ કરનારા
સરહદ=રાજ્યની છેવટની હદ,સીમાડો
વસુલાત=વસુલ કરવાની ઉપજ, મહેસુલ
પ્રામાણિક=લેવડદેવડમાં સાચા
આબાદી=ચડતી સ્થિતિ
અસારવા=આશા ભીલનું ગામ
ચાર પવિત્ર પુરુષો=સુલતાન અહમદ, શેખ અહમદ ખતુ, મુલ્લાં અહમદ, શેખ અહમદ
પ્રવાહ=વહેણ
જુમામસીદ=શુક્રવારે નિમાજ પઢવાની મસીદ
વણકર=વણવાનું કામ કરનારા
ખ્યાતિ=વખાણ
યોદ્ધો=લડવૈયો
ઓરસ=મેળો
સુશોભિત=ઘણી સુંદર

## પાઠ ૬૫ મો.

રોજો=કબર પર બાંધેલું મકાન
મોજીલો=આનંદી
લોકપ્રિય=લોકોમાં વહાલો
પાવાગઢ=પવનના સપાટા લાગે છે તેવો ગઢ
બંડખોર=બંડ કરનાર
ફીતુર=બંડ
દાબ=રૂઆબ, ડર
×બાહ્મણીશાહ=બાહ્મણીવંશના શાહ
રાવ=રાજા
મુસ્તફાબાદ=હાલનું જુનાગઢ
રાવલ=રાજા

×બાહ્મણી રાજ્ય હસન નામના મુસલમાને ૧૩૪૭ માં ગુલ્બર્ગામાં સ્થાપ્યું તે પ્રથમ ગુલામ હતો, તેના માલિક ગંગુ બાહ્મણે તેને મુક્ત કર્યો તેના ઉપકારના બદલામાં પોતાના રાજ્યનું નામ બાહ્મણીરાજ્ય પાડયું

ચાંપાનેર=વનરાજના પ્રધાન ચાંપાએ વસાવેલું નગર
બેટ=શંખોદ્ધારનું ટુંકું નામ
ચાંચીઆ=દરિઆમાં લૂટ કરનારા
પ્રતાપ=કીર્ત્તિ, બળની વાત
નજરાણું=ભેટ, નજર આગળ ધરવું તે
કસબી=કસબનું કામ કરનારા
કસબ=રેશમ ને ધાતુના તારનો વણાટ
ભમરીઓ કુવો=મહેમદાબાદમાં એ નામનો કુવો છે
શેખ અહમદ ખટ્ટુ ગંજબક્ષ=સુલતાન અહમદના વખતનો પવિત્ર પુરુષ
બંદગી=પ્રાર્થના
મુસાફરખાનાં=ધર્મશાળાઓ, સરાઇઓ
ઉસ્તાદ=ગુરુ
બાગે ફિરદોસ=અમરાઇ, આંબાવાડી
પાચન=પચવું તે
ડાઘ=ભપકો
વાજીંત્ર=વાજાં

## પાઠ ૬૬ મો

સર કરી=તાબે કરી
રાજવહીવટ=રાજકારભાર
હાથઘાલતા=વચ્ચે પડતા
લગામ=સત્તા
હસ્તક=હાથમાં
બથાવી પડી=કબજામાં લઈ
કોશીશ=પ્રયત્ન, મહેનત
અંધેર=અંધારૂં
ટંટા=કજીઆ
કર=વેરો, જમીન ખેડવા બદલ જે રકમ ભરવી પડે તે
ટોડરમલ્લ=અકબરનો મહેસુલી પ્રધાન
બક્ષ્યા=ભેટ કર્યા
વર્તણુક=રીતભાત
ફતેહબાગ=ફતેહની યાદગીરિમાં બનાવેલો બાગ
કેડો=માર્ગ
મગરૂર=અભિમાની
છાવણી=લશ્કરનું સ્થાન
આપઘાત=પોતાની મેળે પોતાનો જીવ કાઢવો તે

## પાઠ ૬૭ મો.

ઘટા=ઝાડોનો જત્થો
ઝુંપડું=ડાળાં, પાંદડાં ને ઘાસનું ઘર જેવું બનાવવું તે
બાફ=વરાળ, પાણીનું વાયુ રૂપ
ચાદાની=ચા કરવાનું વાસણ.
નાળચું=નળી
વાદળાં=આકાશમાં એકઠો થએલો વરાળનો જત્થો
ધુમસ=વાદળાં નીચે ઉતરી આવવાથી ધુમાડા જેવો દેખાવ થાય છે તે
વરસાદ=વાદળાં ઠરવાથી પાણી ટીપાં રૂપે નીચે પડે છે તે
ગંજી=મોટો ખડકલો ઘાસનો ઢગલો
ઝાકળ=જમીન ઠરવાથી હવામાંની વરાળ ઠરી જાય તેનાં ટીપાં ઝાડનાં પાંદડાં વગેરે પર ઠરેછેતે

## પાઠ ૬૮ મો.

કદ=જગા રોકવી તે
કોથળો=પવન ભરવા માટે વહાણ વગેરેમાં જે મોટાં લુગડાં બાંધવામાં આવે છે તે
સપાટી=ઉપલું પડ
આરપાર=એક છેડેથી બીજે છેડે
ફેરો=આંટો
ઉલટી=સામે, વિરૂદ્ધ

## પાઠ ૬૯ મો.

વાર્ષિક=વરસની
ઋતુ=રત, મોસમ
ચોક્કસ=મૂળનું
વિશાળ=મોટો
અંતરે=છેટે
તક્તા=મઢેલી છબી
પીઠ=વાંસો
ગતિ=ચાલ
જ્યોત=દીવાનો પ્રકાશિત ભાગ
કિરણ=તેજની લાઇન
ઉનાળો=ગરમ ઋતુ
શિયાળો=ઠંડી ઋતુ
પ્રયોગ=અખતરો

## પાઠ ૭૦ મો.

વાળુ=રાતનું ભોજન
અગાસી=માળનો ખુલ્લો ભાગ

કર્યું=કાંઇ
કરાંઠી=તુવેર, કપાસ વગેરેના સુકા છોડ
ખુંપરાં=જમીન બહાર જરા દેખાતાં સુકાં ઠુંઠાં
કાઢા=કાંસ, પાણી જવાના માર્ગ, નીક
ચોમાસુ=ચોમાસામાં થતો ને વવાતો
ખરીફ્પાક=ચોમાસામાં વવાતાં અનાજ
કરપી દેછે=રાંપડી ફેરવે છે.
નીંદી કાઢે છે=નકામા છોડ કાઢી નાખે છે.
હેલી=ઘણા દિવસ લાગ લાગટ વરસાદ પડે છે તેને હેલીકહેછે.
ગોધાઈ=પુરાઈ
નિરાંત=શાંતિ
કોહી=સડી
માફકસર=જોઇએ તે પ્રમાણે
તીડ=ખેતરના પાકને નુકસાન કરનારૂં એક જાતનું જીવડું
રવિપાક=શિઆળુ પાક
ધમાલ=ભીડ, ધાંધલ
ખળીઓ=અનાજ જુદું પાકવાની જગાઓ
કડબ=જુવાર બાજરીના સુકા સાંઠા
સરકારધારાના=સરકારી મહેસુલના

## ચોપાઇ.

શીતળ=ઠંડો
કઠોળ=બે દાળવાળાં અનાજ
ધરે=ચોપડે
તંબોળ=નાગર વેલનાં પાન
ધરે=પહેરે, ઓઢે
શાલ=ઊનનું ઓઢવાનું કપડું
ગરીબતણા=ગરીબના
ઘટે=ઓછો થાય
તનમાં=શરીરમાં
ભલીભાત=સારી રીતે
કેસુડાં=ખાખરાનાં ફૂલ
હોજ=પાણીના મોટા કુંડ
ફુવારો=પાણીની સેર ઉંચે ઉડતી હોય તેવી ગોઠવણ
પ્યારા=વહાલા
ચંદન=સુખડ
લાગ=લાગે.

વણુતોલ=માપ ન થાય તેટલો, પણોજ
ખાસું=મઝાનું, સારૂં
ખૂબ=બહુજ
ડુબાડુબ=ડુબી ગએલી
ઉચારે=બોલે
મલાર=એક રાગનું નામ
ખેતીકાર=ખેતી કરનાર, ખેડુત
ભલા=સારા
હિંચોળાખાટ=ખાટલાજેવોહિંચકો

## પાઠ ૭૧ મો.

વકીલ=પોતાના તરફનો માણસ, કાયદા જાણનાર
મચી રહી હતી=થઈ રહી હતી
સલામતી=હથિઆર નમાવી માન આપવું તે, કુશળતા
કમિશનર=વિભાગનોમુલકીઅધિકારી
હિમાલય=બરફનું ઠેકાણું, એ નામનો પર્વત છે
પીગળીને=ગરમીથી પ્રવાહી થઇને
રેલ=પૂર
ચાંદી દામ=રૂપાનું
ધરતી=જમીન
ભેજવાળી=ભીની
ગેરસપ્પા=એ નામનો શિરાવતી નદીમાંનો ધોધ
સહ્યાદ્રિ=મુશ્કેલીથી ઓળંગી શકાય તેવો પર્વત, પશ્ચિમ ઘાટ
જળધોધ=પાણીનું ઉચેથી નીચે પડવું તે
રોગિષ્ઠ=રોગ ઉત્પન્ન કરે તેવી
નીમણુક=નીમવું તે, ઠરાવવું તે
શહેનશાહ=બાદશાહ
કારભારી મંડળ=કારભાર કરનારૂં મંડળ
કાયદાકાનુન=કાયદા ને રિવાજ
મુંબઇસરકાર=મુંબઇ ઇલાકાના ગવર્નર ને તેમનું કારભારી મંડળ
મંત્રી=કારભારી
મુલ્કી=મુલકને લગતું
અદાલત=ઇન્સાફની કોર્ટ
ડિરેક્ટર=કેળવણી ખાતાનો વડો અધિકારી
બેશક=શક વગર, નક્કી

## પાઠ ૭૨ મો.

પશ્ચિમહિંદ=હિંદનો પશ્ચિમ ભાગ
આબાદી=ચઢતી સ્થિતિ

વિસ્તાર=લંબાઇ પહોળાઇનો ગુણાકાર કરતાં જમીનનું જે માપ આવે છે તે
ગીરદી=ભીડ
ચકિત=દિંગ, છક
લક્ષાધિપતિ=લાખો રૂપીઆના ધણી
વૈભવ=સુખની સામગ્રી
મુંબાદેવી=મોટી મા
ચોરસ માઈલ=એક માઇલ લાંબી ને એક માઈલ પહોળી જગા તે ૧ ચોરસ માઇલ કહેવાય
ત્રિકોણાકારે=ત્રિકોણ આકારનો
કરોડપતિ=કરોડ રૂપિઆના ધણી
દાણ=જકાત
વણાટ=વણવાનું કામ
તાણુતાર=સુતર, રેશમ ને ધાતુના તાંતણા
તવંગર=પૈસાદાર
ખોડાં=લગડાં, શક્તિ વિનાનાં
પાંજરાપોળ=ખોડાંઢોરોને રાખવાની જગા
શાહીબાગ=શાહજહાંને બંધાવેલો બાગ અને મહેલ
કોલેજ=પાઠશાળા, જેમાં ઉંચા પ્રકારનું શિક્ષણ અપાય છે તે

પાઠ ૭૩ મો.

પાલેજ=ભરૂચ જિલ્લામાં સ્ટેશન છે
રેલવે=લોઢાનો રસ્તો
ઝોભેઝોભા=ઘણો પરસેવો છુટવો તે
આચકા=ધક્કા
પોઠી=માલ લાદેલો બળદ
નવાપરા=ખાનદેશ જિલ્લામાં સ્ટેશન છે
વણજારો=માલ લાદેલા પોઠીનાં ટોળાં
પંજો=પગનો છેલ્લો ભાગ
કાફલો=સમુદાય, ટોળું, જત્થો
નગરપારકર=સિંધના પારક જિલ્લામાં એ નામનું નગર છે

પાઠ ૭૪ મો.

નાયકડા=એ નામની અનાર્ય જાત
જૂજ=થોડી
સદી=સૈકો, સો વરસનો કાળ
૮ મી સદી=૭૦૧ થી ૮૦૦ સુધી.નો કાળ
ખંડીઆ=ખંડણી ભરનારા
ખંડણી=તાબેદાર રાજા પાસેથી મોટા ઉપરી રાજાને મળતી રકમ

સ્વતંત્રપણું=છુટાપણું, કોઇને તાબે ન હોવું તે
જાળવી=સાચવી
રંગાટી=રંગવાનું કામ
નામ=ખ્યાતિ, વખાણ
વિશાળ=મોટું
અગત્ય=જરૂર
ધાક=બીક ડર
ખપ=કામ
સિંધીઆ=ગ્વાલિઅરના મહારાજા
બેનમુન=જેનો જોડો ન હોય તેવી, ઘણીજ સરસ
ખડક=પત્થર
બુરજ=કિલ્લાના રક્ષણ માટે ગોળ ભાગ
નિશાન=એંધાણ

# ચોથી ચોપડી ભાગ ૩ જો.

## પાઠ ૭૫ મો.

ઉષ્ણતા=ગરમી
ગરમી=એક પ્રકારની લાગણી
ચપકો=ડામ
ઝઝેલા=ફોલ્લા
લાગણી=અસર
વધઘટ=વધારો કે ઘટાડો
સ્થિત=હાલત
છલાછલ=માથાસુધી
ઉભરાશે=ફુલીને બહાર નીકળશે
ઉપસીને=ઉંચુ થઇને
થીજેલું=ઠરેલું
કોપરેલ=ટોપરાનું તેલ
ઘન=નક્કર
પ્રવાહી=રેલો ચાલે તેવું
સંકોરીએ=આઘું કરી બરાબર ગોઠવીએ
ગજીઓ=ધાતુનો સળીઓ
પસરી=ફેલાઇ
પાટોપાટ=એક છેડાથી બીજા છેડા સુધી

વહે છે=જાય છે

### પાઠ ૭૬ મો.

કશો=કાંઇ
ફુલે=કદ વધે
સંકોચાય=કદ ઘટે
વાટ=પૈડા પર ચઢાવવાનો ગોળ પાટો
સજ્જડ=સખત, મજબુત
ગઠ્ઠો=ગાંઠો, કકડો
ઉલટી=સામી, વિરૂદ્ધ
સ્વરૂપ=પોતાનું રૂપ, ખરૂં રૂપ
શંકા=ગુંચવણ ભરેલો વિચાર, સંદેહ
શાલ દુપટા=શાલ વગેરે
તળેટી=ડુંગરના મૂળ ભાગની જગા
ઉદાહરણ=દાખલો
હુંફાળું=જરા ગરમ
મુકાબલે=સરખામણી કરતાં
ઠંડી=એક પ્રકારની લાગણી, મુકાબલે ઓછી ગરમી

### પાઠ ૭૭ મો.

મોઢું આવેલું=જીભ વગેરે ગરમ પદાર્થો ખાવાથી દુઃખે છે તે
સાકરીઆ=સાકર નાખેલું
બનાવટી=બનાવેલી
ગોરમટી=એક જાતની માટી
બંધક=બાંધનાર
મજબુતી=તાકાત, જોર
અવાળુ=દાંતનાં પેઢાં
ચાઠાં=ચાંદાં
દાહ=અગ્નિ
ગચરકા=મોટા ઓડકાર
પાસ=અસર
છીંટ=છાપેલું કપડું
કોકરવું=સહેજ ગરમ
ખડબાહાર=ખડબાજેવું,સારૂં જામેલું
મેલા=મંદા
મહીસાગર=મહી નદી

### પાઠ ૭૮ મો.

મેલા ભુરા=ઝાંખો કાળો ને ધોળો
કાપા=ચીરા, લીસોટા
પીગળતા=પ્રવાહી થતા
અંગારા=સળગતા કોલસા
જંગાલ=તાંબાનો કાટ
કાટ=ધાતુપરનો મેલ
કટાણું=કાટ લાગેલું
રદ=નકામું
મોરી=ગટર

પાઠ ૭૯ મો.

કચેરી=કોર્ટ
મોભ=કરાની ટોચ પરનું લાકડું
ઘોડીઆટ=મોભના ટેકા માટે ઘોડી મૂકવા રાખેલું આડું લાકડું
સરપણ=બળતણ
વહેરવું=કરવતથી કાપવું
વસંત ઋતુ=ફાગણ ને ચૈત્ર માસ
કુંપળી=ટીશી
થર=પડ
ભચડાય=દબાય
ગાળો=ભાગ
ગર=વચલો ભાગ
સંગીન=મજબુત
તાજું=તરતનું બનેલું
કુમળું=કુણું
ટકાઉ=ટકે તેવું
ફીકા=ઝાંખા ધોળા
કાષ્ટ=લાકડું
રસવાન=રસવાળું
ફીસું=ઝટ ભાગી જાય તેવું
રેસાદાર=રેસાવાળું
નકામું=કામ વગરનું
પરનાળો=પાણી જવાના ધોરીઆ
ઘટ=ધાટા
ખિચોખિચ=પાસે આવેલા
એકાકાર=એક જેવા થઈ ગએલા
ચીવડ=ન ભાગે તેવું
રચના=બનાવટ
ધાટબંધ=હારબંધ
ચીપો=પટીઓ
ઓપીને=ઘસીને
મુખ્યત્વે=ઘણું કરીને
દંતુશળ=હાથીના બહાર દેખાતા દાંત

પાઠ ૮૦ મો

સુગંધીદાર=સુગંધીવાળું
સોડે છે=વાસ મારે છે
અત્તર=ફૂલમાંથી કાઢેલું તેલ
વજ્રપત્ર=વજ્રના ભાગો
અફળાતાં=પછડાતાં
ચૂંટી=તોડી
સળંગ=આખા
ફૂલમણી=ગોટો ( નરતંતુ
પુંકેસર=પુરૂષ જાતિના તાંતણા,
સ્ત્રીકેસર=સ્ત્રી જાતિના તાંતણા, સ્ત્રીતંતુ
પરાગ=પુંકેસરની રજ
પરાગ કોશ=પરાગનો ભંડાર

બોરીઉં=પટન
બીજાશય=બી બંધાવાનું સ્થળ
સૂક્ષ્મ બીજ=ઝીણાં બીજ

પાઠ ૮૧ મો.

ફળ=ફૂલમાંથી થાય તે
પાકાં=પાકેલાં
પ્રવેશ=દાખલ થવું તે
પોષવું=પોષણ કરવું
ગામડી=ગામડામાં થતી
માવજત=સંભાળ
ગર=ઘટ્ટ રસ
ફળ માત્ર=તમામ ફળ
વિભાગ=વધારે ભાગ
વર્ગ=જાત
ચાંપાં=એક જાતનાં ફળ
જળવાય=સચવાય
પતી રહે=પુરૂં થઇ રહે
છૂટીએ=ખાડીએ
યોજના=ગોઠવણ

પાઠ ૮૨ મો.

માફક=અનુકુળ
બીજાંકુર=બીજ માંહેનો ફણગો
છિદ્ર=કાણું
ફણગો=અંકુર
બારીક=ઝીણો
વાટે=રસ્તે [ ભાગ
બીજપત્ર=એકદળ બીજનો મુખ્ય
એકદળ=જેમાં બે દાળ નથી તે
દ્વિદળ=જેમાં બે દાળ છે તે
સત્વ=કસ
શોષાઇ=ચૂસાઇ [ બને છે
રૂદ્રાક્ષ=એક જાતનું બી તેની માળા

પાઠ ૮૩ મો.

સૃષ્ટિ=દુનિયા
આત્મા=જીવ
અકળાએલો=મુંઝાએલો
ઘનઘટા=ભારે ઘટા
શ્વાસવાટે=શ્વાસને રસ્તે
સંતાપ=દુઃખ
અંશો=ભાગો
ઓક્સિજન=પ્રાણરક્ષક વાયુ
કાર્બન=કોલસા જેવો પદાર્થ
સપાટી=ઉપલું પટ
છિદ્રો=કાણાં
પુષ્ટિ=મજબુતી
જઠર=ખોરાક પચાવનારી કોથળી
નુકસાનકારક=નુકસાન કરનાર
નિરૂપયોગી=ઉપયોગ વગરનું

રેખા=લીટી
કણ=દાણા

### પાઠ ૮૬ મો.

નમસ્કાર=નમવું તે
નર્યાં=એકલા
વિચિત્ર=નવાઇ જેવાં
પાણી પોચાં=માંહે પાણી ઉતરી જાય તેવી
તેજદાર=ચળકતો, તેજવાળો
ચુંટી=તોડી
ખાબડ=થોડી ઉંડી ને ઘણી પહોળી
મસળે=ચોળે
ફાયદાકારક=ફાયદો કરનાર
જાગૃત=ઉંઘમાંથી જાગેલો
તાજો=થાક ઉડાડેલો
પાચનશક્તિ=ખોરાક પચાવવાની શક્તિ
અરબસ્તાન=અરબ લોકોનો દેશ, હિંદની પશ્ચિમે છે
છડીને=ખાંડીને
સોડમ=વાસ
કૌવત=બળ
અનિયમિતપણે=નિયમ વગર
કાળજી=ખંત, ચીવટ

### પાઠ ૮૫ મો

અમીરી=મોટો દરજ્જો
ચિહ્ન=નિશાન
ઉમદા=ઉંચી જાતનાં
જાડું પાતળું=જેવું તેવું
લુખું પાખું=ઘી ગોળ વગરનું
શણ=એક જાતના છોડની છાલ
ચીન=હિંદની પૂર્વે દેશ છે
મીસર=હિંદની પશ્ચિમે દેશ છે
અમેરિકા=મોટો ખંડ છે.
પાસે=પડખે
મેર=બાજુ
છાંટ=ટપકાં
કપાસીઆ=કપાસનાં બી
રૂ=કપાસીઆ પરના તાર
ફાટ=ચીરા
જીંડવાં=કપાસના છોડનાં ફળ
મૃગશર=એક નક્ષત્રનું નામ
નક્ષત્ર=સૂર્યના દેખાઈતા આકાશી માર્ગના ૨૭ ભાગમાંનો એક ભાગ
કાલાં=પાકીને ફાટેલાં જીંડવાં
સંફેદી=ધોળાશ
ગંકાય છે=ઠરે છે, નક્કી થાય છે

### પાઠ ૮૬ મો.

તેડયો=બોલાવ્યો
ગુંગળાઇ=મુંઝાઈ [થળીઓ
ફેફસાં=હવામાંથી દમ લેવાની કો-
નિભાવવા=ટકાવવા
ગરમાવો=ગરમી, હુંફ
સરકી જાય=ખસી જાય
ઘાટ=આકાર
મછવો=હોડી [હાચલા
હલેસાં=ચાટવા, હોડી ચલાવવાના
સુકાન=દિશા બદલવાનું યંત્ર
કણુકી=ઝીણી કણીઓ
કરોડ=બરોડાનાં હાડકાં

### પાઠ ૮૭ મો.

નાગ=ફેણુવાળો મોટો સાપ
તફાવત=ફેર
કાંચળી=સાપની ઉતારેલી ચામડી
સંકોચી=સાંકડી કરી
વિસ્તારી=લંબાવી
જડબું=ડાચું ( ભાગ
તાળવું=મોમાંનો ઉપલા જડબાનો
નિચોવાઇ=દબાઈ
ડંખ=ઘા
પાસે=પડખે
પાઉડર=ભુકી
ફેણુ=માથાનો પહોળો ભાગ
ભયંકર=ભય ઉપજાવે તેવા
અજગર=એક જાતના મોટા સાપ
કચરઘાણુ=ચુરેચુરા

### પાઠ ૮૮ મો.

સાદું=ભપકાવગરનું
માંસાહારી=માંસ ખાનારાં
ડર=બીક
જીવહિંસા=જીવ મારવા તે
અચંબો=નવાઇ
ધાસ્તી=ડર, બીક
દેખા દીધી=દેખાયા
ફાવ્યું=ગમ્યું
ગૂમ થવું=દેખાતું બંધ થવું
ગુંગવાટ=મુંઝવણુ
ચેન=મઝા
ટકાતું=રહેવાતું
ભવ=જીંદગી
રમુજી=આનંદી

### પાઠ ૮૯ મો.

પસારી=ફેલાવી
ટપકીદાર=ટપકીવાળી
વળામણુનો=છેવટનો (હાથીઓ)

ગોરાડુ=ગોરમટીવાળી,પિળાશ પડતી
માદા=સ્ત્રી
ખરપડી=એક જાતનું જીવડું
પાલો=પાંદડાં
ખાઉધરાં=ખાતાં ધરાય નહિ તેવાં
ધાણ વાળે છે=નાશ કરે છે
ફળે=ફળ આપે
મનોહર=મનને ખેંચે તેવી, સુંદર
લણતાં=પાકનાં ડુંડાં કાપતાં
હીણભાગી=કમનસીબ
ભુખમરો=ભુખથી મરવું તે
ખાંડી=૨૦ મણનો જત્થો
ઝુડીઝુડીને=સાવરણા મારી મારીને
ખાળી=ખટકાવી

પાઠ ૯૦ મો.

અજાણ્યું=નહિ જાણીતું
સાફ=ખુલ્લું
મૂળ કદ=પહેલાનું કદ
વિવિધ=જુદી જુદી
પાસાદાર=પાસાવાળી
તીણી=ઝીણી
સાધારણ=બધે માલમ પડતા
ડંખ=ઘા
ખુંધા=ખુંધ નીકળે તેમ બેસતા
તપખિરીઓ=બજર જેવો
લાળ=ચીકણો રસ
તંદુરસ્ત=આરોગ્ય, સાજાતાજા
મચ્છરદાની=મચ્છર અટકાવવાનું
બિછાનું=પથારી (કપડું
કિવનીન=તાવની એક જાતની દવા
બંધિઆર=વહેતું નહિ તે
ખાબોચીઆં=પાણીના નાના ખાડા
લીખો=નાનાં ઇંડાં
કેરોસીન=ગાસતેલ
અધોળ=૨॥ રૂ. ભાર
રૂંધાઇ=ગુંગળાઈ
ઉછરી=મોટાં થઈ
ડામર=કાળો ગંધાતો પ્રવાહી પદાર્થ

પાઠ ૯૧ મો.

શ્રીમંત=લક્ષ્મીવાળા,શોભાવાળા
રસાલો=માણસો, વાહનો, વગેરે
દૈત્ય=રાક્ષસ
સૂંઢ=લાંબુ વધેલું નાક
માવત=હાથીને હાંકનાર
લપેટી=વીંટી
શોષી=ચુસી
દદુડી=દડદડ ધાર પાડવી તે
ટેરવું=આંગળીનો છેવટનો ભાગ

પુષ્ટ=મજબુત
અંબાડી=હાથીપર મૂકવાની માંડવા જેવી બેઠક
શાંત=તોફાન નહિ કરનાર
કહ્યાગરૂં=કહ્યા પ્રમાણે કરનાર
સમજદાર=સમજણવાળું

## પાઠ ૯૨ મો.

સંબંધ=મળતાપણું
ઝાંખરાં=કાંટાવાળાં ડાળાંડાળી
ભોર્થાં=મૂળ સાથે ઉખેલાં ઝાંખરાનાં ઠુંઠાં
કોળ=ઘુસ, મોટા ઉંદર
વનવાગલાં=વનમાં ઝાડ પર ઉંધે માથે લટકતાં પક્ષી
મેલા=ઝાંખા
તલપ=ઠેકડો
ઝડપી=ઝડપ મારીને લઈ
સબળ=મજબુત
ફાળ=ઠેકડો, ફલંગ
ગોખ્યા=પૂર્યા
ખપ=કામ
પલટાય છે=બદલાય છે
રંગભેદ=રંગમાં તફાવત
પારકું=બીજાનું
ચિત્ત=મન
લોભાવે છે=લલચાવે છે
પરિપક્વ=ચારે તરફથી પાકેલું
હેતુ=મતલબ
ખાલે છે=ઉઘડે છે
ધોકો=ઝાંખા ધોળા
ચકચકાન=ચળકાટવાળો

## ૯૩ મો.

ગલી=નાની શેરી
યોજના=ગોઠવણ
નમુનો=ઘાટ
સહેજ=જરા
શંકુ=તળું ગોળ ને ઉપર રોચ એવો નક્કર આકાર
ધોરીનસ=મુખ્ય નાડી
ગરનાળાં=મોટી બાંધેલી ગટરો
ધાતુ=શરીરમાંનું શક્તિ આપનારૂં [તત્ત્વ
ક્ષીણ થાય છે=ઘસાય છે
તાજું થાય છે=નવું થાય છે
અસ્વચ્છ=સ્વચ્છ નહિ તે
શિરા=અસ્વચ્છ લોહીની નસો
નાડી=શુદ્ધ લોહીની નસો
આસમાની=કાળી

રેંટમાળ-રેંટની માળા
સ્નાયુ=માંસના લોચા
નિરંતર=હંમેશાં

### પાઠ ૯૪ મો.

પાચનક્રિયા=ખોરાક પચાવવાની [ક્રિયા
કૂચ=ચાકુ
સમારવો=સુધારવો
કાઠું=શરીરનું કદ
પુષ્ટિ=મજબુતી
પેજ=સ્ટાર્ચ, લોટ
ચરબી=તેલ જેવો પદાર્થ
ક્ષાર=ખારો પદાર્થ
થૂંક=મોંમાંની લાળ
વીખરીને=પીગળીને
સાહીચુસ=સાહી ચુસનાર
આંતરડાં=પેટમાંની લાંબી નળીઓ
સૂક્ષ્મ=ઝીણાં
શોષ=ચાકરી
મળ=ઝાડો

### પાઠ ૯૫ મો.

નિરોગી=રોગ વગરના
ભિખારી=ભિખ માગીને ખાનાર
લાગલુંજ=તરતજ
મંદવાહક=જેમાં થઈને ગરમી ધીમે ધીમે વહે તે
ફ્લેનલ=એક જાતનું કપડું
બદન=અંગ પર પહેરવાનું કપડું
શરદી=ઠંડી
ધાસ્તી=બીક
મેળાપ=મળવું તે
મલમલ=એક જાતનું ઝીણું કપડું
અનુકુળ=માફક
જમાવ=એકઠું થવું તે
શોષણ=ચૂસી લેવું તે

### પાઠ ૯૬ મો.

ખંડ=લુગડાના કકડા
ખાદી=પાણકોરૂં
લોઢવો=રૂ ને કપાસીઆ જુદા પાડવા
જિન=લોઢવાનો સંચો
લારો=પાતળી ગરગડી જેવા લાગ
દેશાવર=પરદેશ
ઝુડીને=સોટી મારીને
પીંજવું=રૂમાંનો કચરો દૂર કરીને તેને પોચું કરવું
પીંજણ=પીંજવાનો સંચો
કામઠું=કમાન વાળેલું લાકડું

તાંત=કામઠાનો તાર કે દોરી
તંગ=મજબુત
પિંજારા=પીંજનાર
ગોટીલો=તાંતપર મારવાનો ઘોકો
કસ્તર=કચરો
સાળ=વણવાનો સંચો
ખરચટ=ખરખચરૂં
રેંટીઓ=કાંતવાનો સંચો
લાગ=તક, દાવ
પોલાદ=ખરૂં લોઢું, ગજવેલ

### પાઠ ૯૭ મો.

સુસ્ત=આળસુ
સહીસલામત=ક્ષેમકુશળ
નિરાંતે=શાંતિથી
કોશેટા=તારની કોકડી
કાચું રેશમ=કારીગરી કર્યા વગરનું રેશમ
ઇરાન=હિંદની પશ્ચિમે મોટો દેશ છે
જાતે=પોતે
તક=લાગ
તરેહવાર=જાતજાતના
સહેલાઇથી=મુશ્કેલી વગર
કસબ=ધાતુના તાર

### પાઠ ૯૮ મો.

છારી=પડ
લીલ=એક જાતની વનસ્પતિ
ઉઝરડી=ઉખેડી
તાજી=નવી
રસી=ચિકણો રસ
ચાસણી=ખાંડને ઉકાળીને ઘટ બનાવવી તે
ઉજળી=ધોળી
આયાત=પરદેશથી આવવું તે
બીટ=એ નામના કંદ થાય છે
છેદે છે=કાપ મૂકે છે

# કવિતાના અર્થ.

## પાઠ ૭ મો.

આજ=ચાલતો દિવસ
કાલ=આવતો દિવસ
મુખ=મોઢું
વેર્યાં=છુટાં છુટાં નાખ્યાં
નસીબ=દૈવ
ગુલાબકેરાં=ગુલાબનાં
નીચાનમી=વાંકાવળી
અત્યારે=હમણાજ
ગુસ્સે થઈ=ક્રોધે ભરાઈ
વિપત=દુઃખ
વણતોલે=માપ ન થાય તેટલું
ભૂલીને=વીસરીને
ભૂંડું=ખરાબ
માફ=ક્ષમા
અન્યાય=ગેરઈનસાફ
ઘટવાને=ઓછો થવાને
મટવાને=બંધ થવાને
જુસ્સો=ક્રોધ
વઢવું=ક્રોધમાં કડવાશબ્દો કહેવા તે
ધીરીને=નામે આપીને
આબરૂ=ઇજ્જત
પાખી=સિવાય
સદ્ગુણનાં=સારા ગુણનાં
પામો=મેળવી શકો
ગુસ્સો=ક્રોધ
અટપટી=ગુંચવણ ભરેલી
ગાળો=અપશબ્દો
માલે=આનંદથી રહે
ચટપટી=મુંઝવણ

નસીબે હસતે મોઢે આપણા માર્ગમાં ગુલાબનાં ફૂલ વેર્યાં (સારાં કાર્યો કરવાની પુષ્કળ તક આપી તે તકરૂપી ગુલાબનાં ફૂલ) તે નીચા નમીને ક્યારે વીણશું? હે ભાઈ! આજને આજ હમણાજ ! (તકનો નમ્ર બની ઉપયોગ કરવો તે રૂપી ફૂલ વીણવાં. )

પણ તે (નસીબ) ક્રોધે ભરાઇને બોલે કે તને માપ ન થાય તેટલું દુઃખ પડશે તો પછી કયારે દીલગીર થવું? હે ભાઈ કાલે, કાલે, કાલે. ૨ (મતલબ કે દુઃખમાં દીલગીર થવું નહિ.)

કોઇએ ભૂલીને આપણું ખરાબ કર્યું વળી આવીને આપણને દુઃખ પણ દીધું તેને કયારે ક્ષમા કરીશું? હે ભાઈ આજને આજ હમણાજ. ૩

ગેરઈન્સાફ થતો હોય તે બંધ કરવાને, ને મનમાંથી ક્રોધ ઓછો કરવાને જો વઢવું હોય તો કયારે વઢવું? હે ભાઇ કાલે, કાલે, કાલે. ૪

કોઇ માણસે ધન આપીને આપણી આબરૂ રાખી હોય તે માણસ ધન વિના દુઃખી થતો હોય તો તેનું ધન કયારે પાછું દેવું? હે ભાઇ આજ. ૫

આપણે નામે આપેલાં નાણાં આપે નહિ ને ઉલટું આપણું વાંકું બોલી સામું પણ ન જુએ તો તેનાપર ફરિયાદી કયારે કરવી? હે ભાઇ કાલે. ૬

સારા ગુણનાં ઘણાં કામો કરવાં હોય પણ કામકાજમાં વખત મેળવી ન શકો તો પછી તેને કયારે કરવાં? હે ભાઇ આજ! ૭

ક્રોધ, અપશબ્દો, ચિંતા, મુંઝવણ ને પોતાની મેળે આવતી ગુંચવણ ભરેલી વાતો તે બધું મનમાં જઇને કયારે આનંદથી રહે? હે ભાઈ કાલે. (મતલબ કે તેમને મનમાં આવવા દેવાં નહિ.) ૮

## પાઠ ૧૬ મો.

ધ્રુવજીના પિતા=ઉત્તાનપાદ રાજા
નિસાસા=દુઃખ કે દીલગીરીમાં ઉંડેથી શ્વાસ કાઢવો તે
દેખી કરી=જોઈ
વિમાસે=વિચારે
પૃથ્વીકેરો=પૃથ્વીનો

રાય=રાજા
નરપત=રાજા
સુણો=સાંભળો
પૃથ્વીપતિ=પૃથ્વીનો ધણી
હૈડે=મનમાં
શાને=શા માટે
ધરો=રાખો
ઉદર=પેટ
માગ્યા=માગ્યા પ્રમાણેના
ભક્તિરૂપ=ભક્તિ કરતા હો તેવો
વેશ=પોષાકનો દેખાવ
લીલા=આનંદ, વૈભવ
સોય=મનને ગમે તેમ
સધીર=ધીરજ આપનારાં
નયણે=આંખે
અતિ નીર=ઘણાં આંસુ
વદે=બોલે
રુદે=મનમાં
મૂઢમતિ=મૂર્ખાઈવાળી બુદ્ધિ
પરવરી=નીકળી, ચાલી
મંદમતિ=થોડી બુદ્ધિવાળો

દુભવ્યા=દુઃખી કર્યા
સાધ=સાધુ પુરુષ
સુખભોગ=સુખ ને વૈભવ
પરહર્યા=તજ્યા
નિશ્વાસ=દુઃખમાં ઉંડેથી જે શ્વાસ કાઢવા તે
ભર્યા=નાખ્યા
ગૂઢ=ધાડું
વિકરાળ=બિહામણું
તાંહાં=ત્યાં
રવિકિરણ=સૂર્યનો તાપ
સંહશે=ખમશે
સંચર્યું=ગયું
ભરૂં=નાખું
નીરખું=જોઉં
અજસુત=બ્રહ્માના પુત્ર, નારદ
ભૂપત ભણી=રાજા તરફ
અવાસ=રહેઠાણ, મહેલ
ચરણે ચાંપી=પગ મુકી
નીરખે=જુએ
સફળ હવો=સફળ થયો, પાર પડ્યો
તારણહાર=તારનાર

×ઉત્તાનપદ રાજાના નિસાસા જોઇને નારદઋષિ મનમાં વિચારે છે. ઋષિ નારદ રાજાને કહે છે, તું પૃથ્વીનો રાજા છો; હે રાજન ! તને શું દુઃખ છે ? નારદ કહે છે, હે રાજા ! સાંભળો, તું પૃથ્વીનો ધણી રાજા છો, તને એવડું શું દુઃખ છે કે જેથી તારા હૈયામાં શ્વાસ માતો નથી !

એવડું દુઃખ શા માટે રાખો છો ? પ્રજાનું પાલન પોષણ કરો તમારા દેશમાં માગ્યા પ્રમાણેના વરસાદ પડે છે. તમારા પોશાકનો દેખાવ ભક્તિ કરતા હો તેવો છે. મનને ગમે તેમ રાજવૈભવ ભોગવો. તમને તે કાંઇ દુઃખ હોય ? નારદ ઋષિએ એવાં ધીરજ આપનારાં વચન કહ્યાં તોપણ રાજાની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. ૧–૨.

× પ્રાચીન સમયમાં ઉત્તાનપાદ નામે પ્રસિદ્ધ રાજા હતો. તેને બે રાણીઓ હતી. તેમાંની એક રાજાની માનીતી ને બીજી અણુમાનીતી હતી. બંનેને એકેક પુત્ર હતો. અણુમાનીતીના પુત્રનું નામ ધ્રુવ હતું. એક દિવસ રાજા કચેરી ભરીને બેઠો હતો. માનીતી રાણી પાસે હતી ને તેનો પુત્ર રાજાના ખોળામાં રમતો હતો તે દરમિઆન ધ્રુવજી તે કચેરીમાં ગયા. તેની ઇચ્છા રાજાના ખોળામાં બેસવાની થઇ તેથી તે જેવો બેસવા જતો હતો તેવોજ તેની ઓરમાન માએ અટકાવ્યો ને કહ્યું કે તું અભાગણીનો પુત્ર છે. તેથી રાજાના ખોળામાં બેસવાનો તારો હક નથી. તારો આ દેહ પાડી નાખ ને ફરીથી મારે પેટ જન્મ લે, તો તને ખોળામાં બેસવાનું મળશે. ઓરમાન માના આ શબ્દોથી ધ્રુવજીને ઘણું ખોટું લાગ્યું. ને તે પોતાની માની રજા લઇ વનમાં તપ કરવા ચાલ્યા ગયા. તેની ઉમર પાંચ વરસની હતી ધ્રુવજીના ગયા પછી રાજાને બહુ ખેદ થયો તેથી તે બહુ દિલગીર રહેતો તે દરમિઆન નારદ ઋષિ આવ્યા છે, તે તેને પૂછે છે તે વખતની આ કવિતા છે.

રાજા બોલ્યો, હે ઋષિ! સાંભળો મારા મનમાં ઘણું દુઃખ છે હે દયાળુ! તમે મારૂં તે દુઃખ મટાડો. મારો બાળક વનમાં ચાલ્યો ગયો. મેં ઘણી મૂર્ખાઇવાળી બુદ્ધિ કરી, જેથી બાળક વનમાં ગયો. એવો મેં ગુનો કર્યો ને થોડી બુદ્ધિવાળા મેં સાધુ પુરુષને દુઃખી કર્યો. ૩–૪.

ધ્રુવજીએ સુખ ને બધા વૈભવ તજી દીધા, તેથી હું નિસાસા નાખું છું. ધાકુંને બિહામણું વન હશે ત્યાં મારો બાળક એકલો કેમ રહેશે? જે મોડું ઘણું નાજુક છે તે સૂર્યનો તાપ કેમ ખમશે? મારૂં બધું સુખ ધ્રુવની સાથે ગયું તેથી હું નિસાસા નાખું છું. ૫–૬.

હે દયાળુ! તમે મારૂં તે દુઃખ મટાડો. હું ફરીથી એકવાર મારી આંખે મારા બાળકને જોઉં. રાજાનાં એવાં વચન સાંભળી નારદજી રાજા તરફ બોલ્યા. હે રાજા! તારા અવતારને ધન્ય છે કેમકે તારા કુળમાં ધ્રુવનો અવતાર થયો. જે માતાને પેટ ધ્રુવનો જન્મ થયો તે માતાને ધન્ય છે. હે રાજા! તારે ત્યાં ધ્રુવ જનમ્યો તેથી તને ધન્ય છે. ૭–૮

ધ્રુવનો જન્મ થયો તે નગરને અને તે મહેલને ધન્ય છે. જે માણસો ધ્રુવની પાસે છે તેને પણ ધન્ય છે. જે ભૂમિપર પગ મુકીને ધ્રુવ ચાલે છે તે ભૂમિને પણ ધન્ય છે. જે પખી ને જે વન રાત દહાડો ધ્રુવનું શરીર જુએ છે તેને પણ ધન્ય છે. હે રાજા! તારી જીંદગી સફળ થઇ કેમકે તારે ત્યાં ૭૧ પેઢીના તારનારનો જન્મ થયો.+ ૯–૧૦.

---

+એટલું કહીને નારદ ઋષિ ચાલ્યા ગયા. ધ્રુવજી વનમાં ગયા હતા ત્યાં તેણે ૭ માસ સખત તપ કર્યું તેથી વિષ્ણુ પ્રસન્ન થયા ને ધ્રુવજીને ઇચ્છિત વરદાન આપ્યું પછી ધ્રુવજી પોતાના પિતાને ત્યાં પાછા આવ્યા. અપર માતાને પ્રથમ પગે લાગ્યા. રાજા વગેરે સૌ ઘણાં રાજી થયાં. ધ્રુવજીએ ૩૬૦૦૦ વર્ષ રાજ્ય કર્યું ને છેલ્લે ધ્રુવના તારારૂપી અચળ પદવીને પામ્યા.

## પાઠ ૨૪ મો.

| | |
|---|---|
| સુવાક્યથી=સારાં વચનથી | થુક્યું=મોંમાથી ફેંકેલું |
| વાધે=વધે | વિમાસશો=પસ્તાશો |
| કુવાક્યથી=નઠારાં વચનથી | હાણી=નુકસાન |
| લાધે=થાય | છરા તણો છેદ=છરાનો ઘા |
| કશો એક=કાંઈક | સૂઝે=જડે |
| વિવેક=સારા નરસાની સમજ | રૂઝે=મટે |
| યાર=મિત્ર, ભાઈ | તોપ=મોટા ગોળા ફેંકનારી ભારે બંદૂક |
| ઉચ્ચાર=બોલ | હડાકો=સપાટાબંધ, એકદમ |
| તોલે=રાખે | વદો=બોલો |
| બુરાઈ=નઠારાપણું | વણસે=બગડે |
| અમૂલ્ય=કિંમત ન કરી શકાય તેવું | ભાર તોલ=માન આબરૂ |

સારાં વચનથી હમેશાં પ્રીતિ વધે છે. નઠારાં વચનથી હંમેશાં કજીઓ થાય છે. અરે! કાંઇક વિવેક લાવીને હે ભાઈ વિચારીને વચન બોલ. ૧

સારાં વચનથી આખું જગત વખાણે છે. નઠારાં વચનથી માણસો આબરૂ જાણતાં નથી. પ્રાણી જીભથીજ પડતી સ્થિતિમાં કે ચડતી સ્થિતિમાં આવે છે માટે હે ભાઈ ૦ ૨

જુઓ, રૈવત પોપટને પોતાને ઘેર રાખે છે. ને ઘુડ પોતાના માળામાં પણ સૂખેથી સુઈ શકતું નથી. એ બોલવાનુંજ કારણ જાણીને હે ભાઈ ૦ ૩

સગો ભાઈ પણ જો સારી જીભ હશે તોજ ભલાઇ રાખશે. નઠારી જીભ હશે તો લોકો નઠારૂં બોલશે. પછી ભલે તે ગરીબ હોય, રાજકુમાર હોય કે રાજાની રાણી હોય. માટે હે ભાઈ. ૪

સારાં વચન બોલવાથી દૂધ, દહીં, ઘી વગેરે આપશે ને કિંમત કરી ન શકાય તેવી વસ્તુ જરા કિંમત લેશે. પરંતુ નઠારાં વચન બોલવાથી કોઈ પળી પાણી પણ નહિ પાય. માટે હે ભાઈ ૦ ૫

હે માણસો તેં મોઢેથી વચન મૂકયું તે થુંકેલું તે પાછું ગળાશે નહિ. (જેમ થુંકેલું પાછું ગળાતું નથી તેમ કાઢેલું વચન પાછું લઈ લેવાતું નથી.) ને તેનાથી એવું નુકસાન થશે કે તમે પસ્તાશોજ. માટે હે ભાઇ! ૦ ૬

છરાના ઘાનો ઉપાય જડે છે; પરંતુ નઠારાં વચનનો ઘા કદી મટતો નથી. (નઠારાં વચનનો ઘા મનમાં લાગે છે.) જેમ કાચની કોઠી ફાણી મટતી નથી તેમ. માટે હે ભાઈ ૦ ૭

સારો કે નઠારો તોપનો અવાજ હવામાં સપાટાબંધ જતો હોય; કહો, તેને તમારાથી કેમ ખેંચી શકાય? માટે હે ભાઇ ૦ ૮

દલપતરામ કવિ કહે છે, કે વિચારીને વાણી બોલો તો કોઇ દિવસ તમારૂં કામ બગડે નહિ ને સારા માણસો તમારો ભાર તોલ રાખે (તમને માનઆપે.)

## પાઠ ૨૭ મો સુખદુઃખ મનમાં ન લાવવા વિષે.

| | |
|---|---|
| ઘટ=શરીરરૂપી ઘડો | હરિ, પરમેશ્વર |
| રઘુનાથ=રઘુકુળના મુખી, રામચં- | +નળ=નૈષધ દેશનો રાજા |

+નળરાજા રૂપાળો, ગુણવાન ને બહાદુર હતો. તેણે બહુ સારા ન્યાયથી ઉત્તમ પ્રકારે રાજ્ય ચલાવ્યું. પરંતુ તે તેના નાના ભાઇ પુષ્કર સાથે જુગાર રમ્યો તેમાં રાજપાટ વગેરે સઘળું હારી ગયો. પુષ્કરના હુકમથી તેને તથા તેની વહાલી પત્ની દમયંતીને એકેક વસ્ત્રે વનમાં જવું પડયું ત્રણ ત્રણ દિવસના બંનેને ઉપવાસ થયા ને ઘણાં દુઃખી થયાં. પછી જમીનપરનાં પંખીને પકડવાને નળ રાજાએ પોતાનું વસ્ત્ર તેનાપર ફેંકયું પંખીઓ વસ્ત્ર લઇને ઉડી ગયાં આથી બંનેને અધું અધું લુગડું પહેરવું પડયું ને ઘણી હેરાનગતિ વેઠવી પડી. દમયંતીને છોડીને નળ ચાલ્યો ગયો. એકલી દમયંતીને માથે બહુ દુઃખ પડયું નળ પણ સર્પદંશથી કુબડો થઈ ગયો પરંતુ છેવટે બંને મળ્યાં. નળ પાછો રૂપાળો થયો ને ગએલું રાજ્ય પણ પાછું મળ્યું.

| | |
|---|---|
| ભમ્યાં=રખડયાં | વિપત્તિ=દુઃખ |
| અર્ધે વસ્ત્રે=અર્ધે લુગડે | સમર્યાં=સંભાર્યાં |
| બંધવા=ભાઇ | ભીડ=દુઃખ, સંકટ |
| નયણે=આંખે | અંતરજામી=મનની વાત જાણનાર, પરમેશ્વર |
| છેદાઈ ગયાં=કપાઈ ગયાં | ભાવટ=આપદા, દુઃખ |
| લંકા=રાવણની રાજધાની, સિલોન | ભૂધર=પૃથ્વીને ધારણ કરનાર, પરમેશ્વર |
| હરિશ્ચંદ્ર=અયોધ્યાનો રાજા | |
| સતવાદીઓ=સાચું બોલનારા | |

સુખદુઃખ મનમાં લાવવાં નહિ; કેમકે તે શરીરરૂપી ઘડા સાથે ઘડેલાં છે. પરમેશ્વરનાં ઘડેલાં તે કોઇનાં મટાડયાં મટે નહિ માટે સુખદુઃખ મનમાં લાવવાં નહિ. ૧

નળરાજા જેવો કોઇ પુરુષ થયો નથી જેને દમયંતી જેવી રાણી હતી. તેઓ પણ અન્ન ને પાણી ન મળે તેવા વનમાં અર્ધે લુગડે રખડયાં. માટે સુખ દુઃખ ૦ ૨

પાંચ પાંડવ જેવા ભાઇઓ, જેને દ્રૌપદી રાણી હતી તેમને પણ બાર વરસ +વનમાં રહેવું પડયું ને આંખમાં ઉંઘ પણ આણી નહિ. માટે સુખ દુઃખ. ૩.

+પાંડવો ઇંદ્રપ્રસ્થ–હાલનું દિલ્હી–માં રાજ્ય કરતા હતા. તે કૌરવો સાથે જુગટું રમ્યા. તેમાં રાજપાટ હારી ગયા દ્રૌપદી પર ઘણો જુલમ થયો છેવટ પાંડવોને બાર વરસ વનમાં જવું પડયું. વનવાસ ભોગવ્યા પછી કૌરવો સાથે પાંડવોને મોટું યુદ્ધ થયું. તે યુદ્ધમાં પાંડવો જીત્યા ને કૌરવોનો નાશ થયો. તે યુદ્ધ મહાભારતનું યુદ્ધ કહેવાય છે.

સીતા જેવી કોઈ સતી થઈ નથી. જેના રામચંદ્રજી સ્વામી હતા. તેને રાવણુ છાનોમાનો લઇ ગયો. સતી સીતાને ઘણું દુઃખ ભોગવવું પડયું.+સુખદુઃખ. ૪.

રાવણુ જેવો રાજા, વળી, મંદોદરી જેને રાણી તેનાં પણુ દશ માથાં× કપાઈ ગયાં ને આખી લંકા લુટાઇ ગઇ. સુખદુ;ખ૦ ૫.

---

+રામ ને સીતા ગોદાવરીને કાંઠે પંચવટીમાં ઝુંપડી બાંધીને રહ્યાં હતાં. ત્યાંથી રાવણુ બાવાને વેશે સીતાજીને ઉપાડી ગયો. ને પોતાની રાજધાની લંકામાં લઇ ગયો. સીતાજીને બગીચામાં આસોપાલવના ઝાડ નીચે છ માસ રહેવું પડયું. રાવણે સીતાજીને ઘણાં પજવ્યાં પણુ તેમણે રામનુ નામ મૂકયું નહિ, છેવટે હનુમાનજી સીતાજીની શોધ કરી આવ્યા. તેથી રામજીએ લંકાપર ચઢાઇ કરી રાવણુને માર્યો ને સીતાજીને છોડાવ્યાં.

×લંકાનો રાજા રાવણુ ઘણો બળીઓ હતો. તે શંકરનો ભકત હતો. શંકરે તેને દશ મસ્તક આપ્યાં હતાં ને નરવાનર સિવાય બીજા કોઇથી મરે નહિ તેવું વરદાન આપ્યું હતું. પવન, પાણી, વરાળ વગેરે શક્તિઓ રાવણુને વશ હતી એવો તે પ્રતાપી હતો. તેનો પુત્ર મેઘનાદ હતો તેણે ઇંદ્રને પણુ હરાવ્યો હતો. તેનો ભાઇ કુંભકર્ણ મોટા પહાડ જેવડો હતો. આમ ભારે સત્તા તથા વૈભવવાળો હતો પરંતુ પાછળથી અહંકારી ને અનીતિવાળો થતાં રામજીના હાથે તેનો નાશ થયો. ને તેની સોનાની લંકા વાંદરાઓએ લુટી.

+હરિશ્ચંદ્ર રાજા સાચું બોલનારો હતો. તેને તારામતી જેવી ગુણવાન પત્ની હતી તેને પણ બહુ દુઃખ પડયાં ને નીચને ઘેર પાણી ભરવું પડ્યું. સુખદુઃખ૦ ૬.

એ વિચારી પ્રભુને ભજો તે જરૂર મદદ કરશે. જુઓ. આગળના વખતમાં ઘણી મદદ કરી છે તેમ કરવાથીજ ધારેલી મતલ્બ પાર પડશે. સુખદુઃખ૦ ૭.

સર્વ કોઇ તે જ્યારે દુઃખ પડયું છે ત્યારે તેમણે મનની વાત

---

+હરિશ્ચંદ્ર અયોધ્યાનો રાજા હતો. તે સત્યવાદી હતો તેની કસોટી કરવા વિશ્વામિત્ર ઋષિ એકવાર તેની પાસે ગયા. રાજાએ વચન માગવા કહ્યું. વિશ્વામિત્રે તેનું આખું રાજ્ય માગ્યું. ને હરિશ્ચંદ્રને પોતાને આપેલા રાજ્યમાંથી તુરત ચાલીજવા હુકમ કર્યો. હરિશ્ચંદ્ર, તેની રાણી ને કુંવર રોહિત ચાલી નીકળ્યાં. રસ્તામાં ઋષિ પાછા પછવાડે જઇ મળ્યા ને પોતાની અગાઉની લેણી રહેલી દક્ષિણા માગી. હરિશ્ચદ્ર પાસે કંઈ નહતું તેથી ૧ માસની મુદ્દત માગી. મુદ્દત થયે પાછા વિશ્વામિત્ર આવ્યા. રાજા પાસે કંઈ નહોતું માટે જાતે વેચાઇને દક્ષિણા આપવાનો વિચાર કર્યો. તારામતી દાસી તરીકે વેચાઇ હરિશ્ચંદ્ર ચંડાળને ત્યાં દાસ તરીકે વેચાયો. ત્યાં તેને મુડદાં પરનો કર ઉઘરાવવા રાખ્યો. આટલા બધા દુઃખમાં પણ તે ડગ્યો નહિ. અધુરામાં પુરૂં કુંવરને સાપ કરડયો ને તે મરી ગયો. તેને બાળવાને કર આપવા જેટલું પણ રાણી પાસે નહતું. તેથી હરિશ્ચંદ્ર તેમ કરવા તૈયાર થયો. તે જોઇ દેવો પ્રસન્ન થયા. ને તેનાં દુઃખ કાપી નાખ્યાં કુંવર જીવતો થયો ને ગયેલું રાજ્ય પાછું મળ્યું.

જાણનાર પ્રભુને સંભાર્યા છે. ને +નરસિંહ મહેતાના સ્વામી પરમેશ્વરે તેમની જંજાળ ભાગી છે. સુખદુઃખ

### પાઠ ૨૯ મો. લોભ.

| | |
|---|---|
| સરિતા=નદી | જગદીશે=પરમેશ્વરે |
| નીર=પાણી | ઘટતું=યોગ્ય વ્યાજબી |
| સિંધુ=દરીઓ | છતું=પાસે હોય તે |
| તૃપ્તિ=સંતોષ | કરુણા=મહેરબાની |
| નમે=થાય | |

ઘણી નદીઓનું પાણી દરીઆમાં જાય છે તોપણ કોઇ દિવસ તેનું પેટ પૂરેપૂરૂં ભરાતું નથી, તેમ લોભીને ગમે તેટલું ધન મળે તો પણ તેને સંતોષ થતો નથી. પાંચ મળે છે એટલે દશની આશા મનમાં થાય છે, એમ તેની આશાનો અંત આવતો નથી. પરિણામે પ્રભુએ કૃપા કરીને આપ્યું હોય છે તે પણ લોભી માણસો લોભમાં ને લોભમાં પાસે હોય તેપણ ગુમાવે છે.

### પાઠ ૩૦ મો. સ્વદેશપ્રીતિ.

| | |
|---|---|
| સ્વદેશ પ્રીતિ=પોતાના દેશપર હેત | વિષે=માં |
| ભાર્તભુમિ=ભરતખંડ, હિંદુસ્તાન | મુઢ=સમજણ વગરનો મૂર્ખ |

+નરસિંહ મહેતા જુનાગઢના નાગર હતા. તે વિષ્ણુના ભક્ત હતા. કહેવાય કે તેને વશ પ્રભુ હતા. તેથી સ્મરણ માત્રમાં તેની પાસે હાજર થતા. તેની પુત્રીના સીમંત પ્રસંગે, તેના પુત્રના વિવાહ પ્રસંગે, તેના બાપના શ્રાદ્ધ વખતે, ને મંડળિક કરવા ધારેલી હારની પરીક્ષા વખતે પ્રભુએ જાતે પધારી તેને મદદ કરેલી હતી. નરસિંહ મહેતા વિષ્ણુના ભક્ત હતા તેમણે ઘણી કવિતા બનાવી છે તે ઘેરઘેર ગવાય છે.

દાઝ=લાગણી
શુષ્ક=સુકું
વજ્ર=કઠણ પત્થર
લેવુંદેવું=સંબંધ
વૈભવી=વૈભવવાળો
રાજ્વી=રાજ્યવાળો
સ્વદેશી=પોતાના દેશપર પ્રેમ રાખનારો
પાળે=પોષણ કરે
લેખે=ગણે
લોકકલ્યાણ=લોકોનું ભલું
વડા=મોટા
વિદ્વત્તા=વિદ્વાનપણું
દેશદાઝે=દેશની લાગણીથી
પાઈ જો=પાઇ પણ
લોકલાજે=લોકની શરમથી
સ્વદેશાભિમાની=પોતાના દેશનું અભિમાન ધરીને કરેલાં
વૃથા=નકામો
વિદેશે=પરદેશમાં
વિયોગી=જુદાં પડેલાં
ભાવે=હેતથી

ભરત+ રાજાની સારી ભૂમિમાં હંમેશાં રહેતો એવો કોણ બિચારો હશે કે જે "મારો દેશ સારો છે, મારી ભૂમિ સારી છે ને એજ મને હંમેશાં મારા જીવથી પણ વહાલી છે," એમ કહેતો ન હોય ? ૧.

ભૂમિને ભાગે મારતો કોઇ મુર્ખ હશે જેને દેશની જરાપણ લાગણી નહિ હોય, કેમ જાણે કંઇ સંબંધ ન હોય તેમ તેનું મન હંમેશાં વજ્ર જેવું કઠણ ને સુકુ રહેશે. (ભૂમિ આપણી માતા છે, તેનાપર આપણે રહીએ છીએ. તેજ આપણને ખોરાક, પાણી, વસ્ત્ર વગેરે આપે છે એવો તેની સાથે આપણો સંબંધ છે. હવે તે ભૂમિ માટે કંઇ લાગણી ન રાખવામાં આવે ને મન જરાપણ પીગળે નહિ તો આપણે મુર્ખ કહેવાઇએ તેમાં શું ખોટું ?) ૨

+દુષ્યંત ને શકુન્તલાનો પુત્ર ભરત, તેણે તાબે કરેલો મુલક તે ભરતખંડ ને તેનું કુળ તે ભરતકુળ.

તે (મુજી) કદાપિ બહુ પૈસાવાળો, મોટા વૈભવવાળો, રાજવાળો ને રૂપાળો હશે તોપણ તેને વિવેકી માણસો વખાણશે નહિ. કેમકે તેતો કાગડા ને કીડાની પેઠે પોતાનુંજ પેટ ભરે છે. (૩)

જે દેશમાં વસનારાંનાં દુઃખો મટાડે, હજારો માણસોને હમેશાં પાળે, વળી લોકના કલ્યાણમાં પોતે લાભ માને; તેજ મોટો સ્વદેશી. તેને પુરા હેતથી કોણ ન જુએ? (૪)

જેણે પોતાની વિદ્યા દેશની લાગણીથી વાપરી નથી, (વિદ્યાનો ઉપયોગ દેશના ભલા માટે કર્યો નથી જેણે લોકોની શરમથી પણ એક પાઇ સરખી વાપરી નથી, (પોતાની મેળે તો કંઇ ન કરે પણ કેટલાક લોકોની શરમથી કંઇક કરે છે પણ આતો તેમ પણ કરતો નથી) ને જેણે સ્વદેશાભિમાની કામ કર્યાં નથી; તેણે પોતાની જીંદગી ફોકટ ગુમાવી. કહો, તેણે શી કમાણી કરી? (૫)

ઘણા વખત પરદેશમાં કાઢીને જે પોતાના દેશમાં પાછો જાય તે ઘણો નસીબદાર ગણાય. છુટાં પડેલાં સગાં ને ભૂમિને હેતથી મળીને કહો, હેતનાં આંસુ કોને ન આવે? (૬)

## પાઠ ૪૬ મો. નરસિંહ મહેતાની ઉના ગામમાં પધરામણી.

શ્રીરંગ મહેતા=કુંવરબાઇનો સસરો
કોહ્યું=સડી ગએલું
ભાવે=હેતથી
છાજ=છાપરાપરનું ઘાસ
ભ્રાત=ભાઈ
સામગ્રી=સામાન
દોહશ=બંને બાજુ
જુઓ=એકજાતનું જીવડું
વશેક=ઘણુંજ

વસમો=અઘરો
નામ નહિ=મુદ્દલ નહિ
હુઆ=થયા
કુંવરબાઇ=નરસિંહ મહેતાની દીકરી
વૈષ્ણવ=વિષ્ણુને માનનારો
દીઠે=જોયે
દીઠા=જોયા
સાથ=સાથેનું મંડળ

| | |
|---|---|
| ફુટડો=રૂપાળો | કૌતક=મઝાક |
| તુઠડો=પ્રસન્ન થએલો | ટોળ=મશ્કરી |
| અગાઇ=એક જાતનું જીનડું | નણદી=વરની બેન |
| ચંગ=કાંસા જોડ | મરમે=ભેદમાં |
| રંગરહેશે=વાહ વાહ કહેવાશે | ફજેત=બેઆબરૂ |
| તાળ=હાથમાં પકડીને વગાડવાનાં (વાજીંત્ર | પેઢી=બાપદાદાનો ક્રમ |
| પટકે=લુગડાને કકડે | નબાપાં=બાપ વગરનાં |
| છાબ=મામેરાની ચીજો મૂકવાનું ઠામ | મચ્છર=તોર, ઝેર |
| ઉધાગે=ખામી, બાકી | બડબડો=લવારો કરો |
| તુલસીદળ=તુળસીનું પાંદડું | લખેશરી=લક્ષાધિપતિ |
| વેરાગી=સાધુ | મેર=મેરૂ પર્વત |

નરસિંહ મહેતો આવ્યા એવા ખબર સાંભળીને શ્રીરંગ મહેતો દોડીને મળવા આવ્યા. બંને વેવાઈ હેતથી મળ્યા, જમાઇ મળ્યો, જમાઈનો ભાઈ મળ્યો ને બધા નાગરની મંડળી મળી. (૧) બધા કપટથી મળીને પાછા ખસે છે ને નરસિંહ મહેતાનો સામાન જોઇને હસે છે. જ્યાં ઘણાજ મચ્છર ને ઝાઝા ચાંચડ હતા એવું ઘર ઉતરવાને માટે આપ્યું (૨) તે ઘરનું છાજ સડી ગએલું હતું ને વળીઓ જુની હતી. ઉપરાંત તે ઘરની ભીંતો બંને બાજુ બેવડ વળી ગઇ હતી. (નમી ગઇ હતી) (૩) જ્યાં ઝાઝા માકણ ને ઝાઝા જુઆ હતા ત્યાં નરસિંહ મહેતાના ઉતારા થયા. વેવાઇ ઉતારો આપીને ગયા પછી મશ્કરી કરનાર નાગરી નાત બોલવા લાગી. (૪)

કુંવર વહુનો બાપ વૈષ્ણવ છે ચાલો, તેનાં દર્શન કરીને આપણાં પાપ ખોઇએ. મહેતાને જોવા માટે ખુશી થતી સુંદરીઓ ઘેર

ઘેરથી નીકળી. (૫) મન વગર મહેતાને નમે છે અને બોલે છે, કે તમે આવ્યા તે સારૂં થયું. સુંદરીઓ માંહોમાંહે કહે છે કે મહેતાને જોયા તો જાણે પરમેશ્વરને જોયા. (૬) જુઓ, તેની મંડળી કેવી રૂપાળી છે એનાપર પરમેશ્વર પ્રસન્ન થએલો છે. હવે કુંવર વહુનું દુઃખ ભાંગ્યું એમ બોલીને મોઢું મરડે છે. (૭) મહેતાજીના બળદ તો જુઓ, તેની આજુબાજુ બગાઇઓ ઘણો ગણગણાટ કરે છે; મંડપમાં ચંગ વગાડશે એટલે નાગરી નાતમાં વાહવાહ કહેવાશે. (૮)

આ વળગાડેલી ગાંઠડી ટીંગાય છે. તે લુગડાના કકડામાં તાળનાં જોડાં બાંધેલાં છે. પેલો તુળસીના લાકડાનો ભારો છે હવે મામેરામાં શું બાકી રહ્યું? (૯) છાબમાં તુળસીનું પાંદડું મૂકશે ને પોતે ઉભો ઉભો શંખ વગાડશે. પછી સાધુડા હરિના ગુણ ગાશે એટલે મોસાળું પૂરૂં થઇ રહેશે. (૧૦) એમ નાગરની નાત મઝાક કરે છે ને મસ્કરી કરીને પાછી ફરે છે. કુંવરબાઇને ખબર પડી કે પિતાજી મોસાળું લઇને આવ્યા છે. (૧૧) પિતાને મળવાને કુંવરબાઈ ઉતાવળી ચાલી તે જોઇને તેની નણદ ભેદમાં હસીને બોલી, બાપ દીકરીનું આ કેવું હેતાં શામાટે અમને ફજેત કરવાઆવ્યોછે?(૧૨)

પોતાની સાત પેઢીનું નામ શરમાવ્યું. સાથે સાધુડાનું શું કામ હતું? એકલાં શું મળવા ચાલ્યાં? એવા બાપ કરતાં નબાપાં સારાં. (૧૩) એવું કઠણ વચન સાંભળીને કુંવરબાઈ પાછી વળીને બોલી, નણદી, આટલું બધું ઝેર શું? બાઇ. પછવાડેથી શામાટે લવારો કરો છો? (૧૪) જેનો પિતા સુખી હશે તે પુત્રીને ઘણો લાભ છે. કોઇનો પિતા લાખોપતિ કહેવાતો હોય તે મારે શું કામ આવે? (૧૫) મારો રાંક પિતા મારે ઘેર આવ્યો છે તે એક કાપડું લાવ્યો હશે તે

મારે મન સોનાના મેરુ પર્વત જેટલું છે. તમે મનમાં આવે તેમ કહો પણ હું કહું છું કે મારો એ પિતા ઘણું જીવજો.* (૧૬)

## પાઠ ૪૯ મો ઇશ્વરસ્તુતિ.

| | |
|---|---|
| નિદ્રામહીં=નિદ્રામાં | સૃષ્ટિ=દુનિયા |
| તનભાન=શરીરનું ભાન | કષ્ટ=દુઃખ |
| પુરણ=પૂરેપૂરૂં | અનેક=ઘણાં |
| સ્મરૂં=સંભારૂં | શું=કેવાં |
| પ્રભાતસમયે=સવારના પહોરમાં | પાવક=અગ્નિ |
| તેજસ્વી=તેજવાળા | ઇશે=પરમેશ્વરે |
| શશી=ચંદ્ર | સુજ્યાં=બતાવ્યાં |
| શક્તિ=બળ | દીસે=દેખાય |
| તિમિર=અંધારૂં | રચના=બનાવટ |
| ભરનીંદ=ખૂબ ઉંઘ | વડી=મોટી |
| મેઘમંડળ=વરસાદનું મંડળ | સત્તા=અમલ |
| નિયમત=નિયમસરની | મનબુદ્ધિ=મન ને બુદ્ધિ |
| વૃષ્ટિ=વરસાદ | થાપી=સ્થાપન કરી |

*નાગરોએ મહેતાની ઘણી મશ્કરી કરી પરંતુ મોસાળા વખતે વિષ્ણુ ભગવાન જાતે પધાર્યા ને કોઇપણ નાગરે ન કર્યું હોય તેવું કુંવરબાઇને મોસાળું કર્યું આથી બધાં દિંગ થઇ ગયા ને જે જે નરસિંહ મહેતાની મશ્કરી કરતાં હતાં તે તે તેમને મહાપુરુષ ગણી તેની ક્ષમા માગવા લાગ્યાં. નાગરોની નાતમાં ત્યાર પછી તેના જેવું મોસાળું કોઇ કરી શક્યું નથી તેથી કહેવાય છે કે ભક્તનો મહિમા મહાન હતો.

| | |
|---|---|
| સદિવ=હંમેશાં | ધર્મ=ફરજ |
| પાલન=પોષણ | વાજો=ચડાવો |
| સુબુદ્ધિ=સારીબુદ્ધિ | ઠરૂં=સ્થિર રહું |
| નીતિપંથ=નીતિનો રસ્તો | સદ્ભક્તિ=સારીભક્તિ |

જ્યારે નિદ્રામાં આપણને આપણા શરીરનું ભાન નહતું ત્યારે જેણે આપણું પૂરેપૂરૂં રક્ષણ કર્યું છે તેને સવારના પહોરમાં પહેલ-વહેલો સંભારૂં ને દિવસનાં બધાં કામો પછીથી કરૂં. ૧)

એ હંમેશાં હેતથી જીવોનું પાલન કરે છે. દુનિયાની બનાવટ જીવોને માટે જણાય છે. તેજવાળા સૂર્યને ચંદ્ર હંમેશાં પ્રકાશે છે તે જીવોને જીવન આપે છે ને બળ વધારે છે. (૨)

તેઓ રાતદહાડો આકાશમાં ફરીને અંધારૂં મટાડે છે તેને ત્યાં એક પળ પણ આરામની વાત નથી. આખા દિવસની મહેનતથી થાકેલા પ્રાણીને ખૂબ ઉંઘ લાવીને સારી રાત્રિ સુખ આપે છે (૩)

જો વરસાદનું મંડળ નિયમસરનો વરસાદ કરે તો દુનિયા સંતોષ ને આનંદમાં ઝુલાઇ જાય છે પૃથ્વી અને વનસ્પતિ વડે ધન ને ધાન્ય આપે છે ને તેમ કરીને પ્રાણીઓનાં ઘણાં કઠણ દુઃખો મટાડે છે. ( ૪ )

પરમેશ્વરે આ પવન, પાણી ને અગ્નિ કેવાં બનાવ્યાં છે! એ ત્રણે હંમેશાં પ્રાણીઓનું જીવન દેખાય છે. જુઓ, મનુષ્યની ચાકરી એ ત્રણને આપી છે ને સુખનાં સાધનોની રચના કેવી બનાવી છે!(૫)

આહા ! પ્રભુએ મનુષ્યને મન ને બુદ્ધિ આપીને બધા જીવો પર તેની મહાન સત્તા સ્થાપન કરી છે. જે હંમેશાં આવું સારૂં પાલન કરે છે તેને ભૂલી જઇને ભજતા નથી તે માણસો પાપી છે. (૬)

હે પ્રભુજી, હું સુબુદ્ધિ માગું છું, વળી મને નીતિને રસ્તે ચડાવો ને મને ભુલાવતી મારી બધી શંકાઓ મટાડો. જેથી મારો ધર્મ ગણીને હું બધાં કામ કરૂં ને સારી ભક્તિ કરી આપના ચરણમાં સ્થિર થાઉં. ( ૭ )

## પાઠ ૫૫ મો સમશ્યા,

સમસ્યા=સંકેતવાળા સવાલ જવાબ
શિર=માથું
કોટે=ડોકે
ગંગા=ગંગા નદી, ચોકખું પાણી
રૂંઢ=ખોપરી, ધડા
માળ=માળા
વૃષભ=બળદ
વિણુ=વિના
ભૂપાળ=પૃથ્વીનો પાળનાર,રાજા
નીરશું=પાણી સાથે
નેહ=પ્રીતિ
દાખવે=દેખાય
પરવરે=ચાલે, જાય
નેહ=પ્યાર
ઉજ્વળ=ધોળા
અંગે=શરીરે
ઓપતો=શોભતો
જનમો=ડગલો
ફાળભરે=ફડકા મારે
મૃગ=હરણ
શ્વાન=કુતરો
સુજાણ=સારૂં જાણનારા
શુક્રાચાર્ય=દૈત્યના ગુરુ
કોલ=કોયલ
કાયર=બાયલો
કર=હાથ
સાર=સારી
રક્ષણી=રક્ષણ કરનારી
તારુણી=સ્ત્રી
પઢતો=ભણતો
ચેતજો=સમજજો
વાચા=વાણી
વીર=ભાઇ
કામની=સ્ત્રી

| | |
|---|---|
| કીર=પોપટ | નર ધારીએ=નક્કી માનીએ |
| સાંયો=પકડ્યો | વિચરે=જાય |
| સઉકો=સર્વ કોઇ | વસમી=અઘરી |
| ગેંધાટ=ભરેલો | |

**સવાલ**—જેના માથા ઉપર ગંગા રહે છે, ડોકમાં ખોપરીની માળા છે ને બળદનું વાહન કરે છે એવો શિવ વગર બીજો કોણ રાજા છે ?

**ઉત્તર**—જે એક ભરે છે ને એક ઠાલવે છે. તેને હંમેશા પાણી સાથે પ્રીતિ છે ને તે હંમેશાં ફરતું દેખાય છે તે ચકનું રેંટ છે. (પાણી તે ગંગાજીને ઘડા તે ખોપરી) ૧

**સવાલ**—એક નરે બીજા નરને ગળ્યો, તેથી તે બીજા નરનું શરીર શોભે છે. એ ઘણો ઉત્તમ નર છે. હે સજ્જન, તમે સમજો કે તે શું છે ?

**ઉત્તર**—તે પગ વિનાનો જાય છે, તેનાપર નર બહુ હેત રાખે છે. તે ધોળા શરીરે શોભે છે, તે જાપો કહેવાય છે. ૨.

**સવાલ**—ઠેકડા મારે છે પણ હરણ નથી, તેમ સસલો કે કુતરો પણ નથી, તેનું મોં ઉંચું છે પણ મોર નથી. હે ચતુર ને ડાહ્યા પુરુષ, તમે સમજો કે તે શું છે ?

**ઉત્તર**—તે શુક્રાચાર્યનું વાહન છે ને રાત દહાડો પાણીમાં રહે છે, તે જીભવિના (જીભની મદદ વગર) ઘણું બોલે છે તે દેડકો કહેવાય છે. ૩

**સવાલ**—નારી છે પણ નિર્મળ નથી, કાળી છે પણ કોયલ નથી, ઘરમાં રહે છે પણ નાગણી નથી, તેનો ઉત્તર બોલો.

**ઉત્તર**—તે કાયરના હાથમાં શોભતી નથી પરંતુ શરીરને

મન તે સારી છે. તે આ ઉત્તમ શરીરની રક્ષણ કરનારી છે. તે સ્ત્રીનું નામ **તલવાર.** (૪)

**સવાલ**—ભણે છે પણ પંડિત નથી, પૂરો છે પણ ચોર નથી તમે ચતુર હો તો સમજો તે મીઠું બોલે છે પણ મોર નથી.

**ઉત્તર**—તે પંખીની જાતમાં પવિત્ર (પાપ નહિ કરનારો) છે. વળી તે ધીર વાણી બોલે છે. વનનો રહેનારો છે ને વનમાં પેદા થાય છે. હે સ્ત્રી ! તે તો **પોપટ** છે. (૫)

**સવાલ**—ચાલે છે પણ પગ નથી, ઉડે છે પણ પાંખો નથી, લાખો માણસોથી પકડ્યો તે રહેતો નથી, પણ સર્વ કોઈ તેને આંખોથી જુએ છે. તે શું હશે ?

**ઉત્તર**—તે આકાશ તરફ ઉડે છે, ઘરમાં ભરેલો રહે છે તેને નક્કી **ધુમાડો** માનીએ તે બારે રસ્તે જાય છે. (૬)

## પાઠ ૫૭ મો. વર્ષાઋતુનાં ચિહ્ન.

વર્ષાઋતુ=અષાડ ને શ્રાવણમાસ
ચિહ્ન=નિશાન
ઉકળાટ=ગહારો
અભ્ર=વાદળાં
વૃષ્ટિ=વરસાદ
પસરી=પહોળી કરી
અર્ણવ=સમુદ્ર
રસ=મધુર સુર
યંત્ર=સતાર, સારંગી વગેરે
પસરી=ફેલાઇ
અધિક=વધારે
કમી=ઓછી
ઉભરાએ=બહાર નીકળે
તજવીજ=તપાસ
પીત=પીળો
સૂર્યાસ્ત=સૂર્યનું આથમવું
ભાસ=દેખાવ

ઘડી ઘડીમાં તડકો ને છાંયડો ફેરવાય છે ગરમીથી પ્રાણીઓને ભારે બફારો થાય છે; અહીં તહીં કાળાં વાદળાં દોડતાં

જણાય છે ત્યારે બધા માણસો કહે છે કે એ વરસાદના ચાળા થાય છે. ૧

ચકલીઓ ધુળમાં પોતાના પાંખો ફડફડ ફફડાવે છે, બગલા પોતાની ધોળી પાંખ પહોળી કરીને બેસે છે, પંખીઓ સમુદ્રમાંથી કિનારે આવતાં દેખાય છે, ત્યારે૦ ૨

રાતદહાડો ઠંડો વા ફરફર આવે છે, ઝાડો હાલવાથી ખરર થરર એવા શબ્દો થાય છે; સતાર, સારંગી વગેરે યંત્રોમાં રૂપાળા મધુર સુર ઉતરે છે. ત્યારે૦ ૩

હવા હંમેશના કરતાં વધારે ભીની જણાય છે, ફુલની સુગંધી, ફેલાઇને વધારે વધારે આવતી થાય છે; છેટેથી ખાસી ઘંટ વાગતા સંભળાય છે, ત્યારે૦ ૪

હવામાં ઓછી ગરમીથી ખાર પીગળવા માંડે છે; ઉધઇ, કીડી, મકોડી વગેરે જોરમાં બહાર નીકળે છે; પંખીઓ માળા બાંધવા માટે તજવીજ કરતાં જણાય છે, ત્યારે૦ ૫.

આકાશમાં સારૂં ધનુષ (સાત રંગનું) જણાય છે, સૂર્યના આથમતી વખતનો દેખાવ પીળો જણાય છે; ચંદ્રની આસપાસ ધોળું કુંડાળું જણાય છે, ઇશાનમાં ઘણી વિજળી થાય છે ને નૈઋતમાંથી ઠંડો પવન આવે છે, ત્યારે૦ ૬.

## પાઠ ૫૯ મો. રાજગીત.

| | |
|---|---|
| રાજગીત=રાજાનું ગીત | મસ=બહુજ |
| પ્રૌઢ=મોટા | યશ=આબરૂ, લાભ |
| રક્ષ=રક્ષણ કર | ઇશ=પ્રભુ |
| મહારાજા=મોટારાજા | જગદીશ=જગતનો ધણી |
| જયવંત=કીર્તિવાળા, જીતવાળા | કલ્યાણ=ભલું |

અમથે=અમારે ત્યાં
વેરી=દુશ્મન, શત્રુ
વિખેરવા=છુટા પાડવા
રૂઠ=ગુસ્સે થા
કાળ=મોત, સમય
દ્વેષ=અદેખાઇ
જંપ=નિરાંત, શાંતિ
સંપ=હળીમળીને રહેવું તે
સધો=થાઓ
ગંજ=મોટો ઢગલો
જાતુ=હમેશાં, કાયમ
ક્ષેમ=કલ્યાણ, સુખ
સદભિમાને=સારા અભિમાનથી, સારી ઉંચી લાગણીથી
પૂજ્ય=પવિત્ર, પૂજવા યોગ્ય
પાંખ=પડખું
ધર=રાખ
શક્તિમાન=શક્તિવાળા
નાથ=ધણી, માલિક
મહાજ્ઞાની=ઘણા જ્ઞાનવાળા
શુભકાર=સારૂં કરનારી
રાજભક્ત=રાજ તરફ ભક્તિવાળા
સ્વીકાર=કબુલકર

હે દેવ, તું મહારાજાનું રક્ષણ કર. હે દેવા તું મહારાજાનું રક્ષણકર. મોટા રાજા ઘણું જીવો. હે દેવા રાજાનું રક્ષણકર એમને ઘણા જયવાળા કર ને સુખ તથા આબરૂનો લાભ દે. તેમનું રાજ્ય બહુ વરસ લંબાવ. હે દેવ! રાજાનુ રક્ષણ કર. ૧

હે જગતના ધણી! પ્રભુ, તુ ઉઠ! તેમના દુશ્મનો ને છુટા પાડી નાખવા તું ગુસ્સે થા અને તેમનું (દુશ્મનોનુ) મોત આણ, અદેખાઇ ને બધો કજીઓ બંધ પાડ, ને એવું કર કે અમારામાં જ્ઞાન ને હુનરનો વધારો થાય. અમારે ત્યાં શાંતિ ને સંપ રહે ને હંમેશાં અમારૂં કલ્યાણ થાય. ૨.

હે પ્રભુ! તું મોટા જયોર્જ રાજા ઉપર કાયમને માટે બળ, કીર્તિ ને કલ્યાણનું મોટા ઢગલાથી પણ વધારે દાન કર, (તે

બક્ષિસ તેમને આપ) કેમકે રંકથી રાજા સુધીના તમામ લોકો સારી ઉંચી લાગણીથી એમનું રાજ્ય પૂજ્ય જાણે છે, ને તે દરેક સ્થળના લોકો તેમના નામ તરફ પ્રેમ રાખે છે. ૩.

હે શક્તિવાળા ! રાજાઓના ઇશ્વર ! ભારે જ્ઞાનવાળા માલિક ! તું એમને તારા પડખામાં રાખ. પૂર્વથી પશ્ચિમના છેડા સુધી ઘણી શુભકારી પ્રાર્થનાઓ થાય છે. રાજભક્તોએ એક મનથી કરેલી તે પ્રાર્થનાઓ તું કબુલ કર અને હે દેવ ! તું રાજાનું રક્ષણ કર.

## પાઠ ૭૦ મો. ઋતુઓનું વર્ણન.

ધરે=ચોપડે
તંબોળ=નાગરવેલનાં પાન
ધરે=પહેરે, ઓઢે
ગરીબતણા=ગરીબના
કેસુડાં=ખાખરાનાં ફુલ
ચંદન=સુખડ
વણતોલ=માપ ન થાય તેટલો,ઘણો
ખાસું=મઝાનું
ડુબાડુબ=પાણીમાં ડુબેલી
ઉચારે=ગાય, બોલે
મલાર=એક રાગનું નામ છે
ખેતીકાર=ખેડુત

શિઆળામાં ઠંડો પવન વાય છે, ઝાડનાં પાન ખરી જાય છે ઘઉં પેદા થાય છે; ગોળ, કપાસ ને કઠોળ પાકે છે, લોકો શરીરે તેલ ચોળે છે ને પાન ચાવે છે. (૧) લોકો શરીરે ડગલી પહેરે છે ને શાલ ઓઢે છે, ગરીબ લોકોના પગને ગાલ ફાટી જાય છે; દિવસ ટૂંકો થાય છે ને રાત ઘણી મોટી થાય છે ને શરીરમાં સારી રીતે જોર મળે છે. (૨)

ઉનાળામાં કુવાનાં પાણી ઉંડાં જાય છે ને નદી તથા સરોવરનાં પાણી સુકાઇ જાય છે; બધી વનસ્પતિને નવાં પાન આવે છે ને ખાખરા પર સારાં ગુણવાળાં કેસુડાં થાયછે. (૩) હોજ, ફુવારા

ને બાગ સારા લાગે છે. ચંદનને પંખા વહાલા લાગે છે. કોયલ મીઠા બોલ બોલે છે ને ઘણો તાપ પડે છે. ૪

ચોમાસું તો ઘણું મઝાનું છે. આખી દુનિયા પાણીમાં ડુબેલી હોય તેમ દેખાય છે. લોકો મલાર રાગ ગાય છે ને ખેડુતો ખેતર વાવે છે. (૫) ચંપા, ચંપેલી, જુઇ, જાઇ, ગુલાબ, વગેરે ફૂલો સારાં ફુલે છે. ચોમાસાના સુખને માટે છત્રી, ચાંખડીઓ ને હિંચોળાખાટ છે. ૬

## પાઠને મથાળે આપેલા અઘરા શબ્દો.

જ્ + વ = જ્વ. જ્વાળામુખી
પ્ + ન = પ્ન. સ્વપ્ન
ર્ + લ = ર્લ. આયર્લાંડ
લ્ + પ્ + ય.=લ્પ્ય. કલ્પ્યો
ઘ્ + ર = ઘ્ર. વ્યાઘ્ર
ર્ + ચ = ર્ચ. ચર્ચા
ડ + ર = ડ્ર. એલેકઝાંડ્રા
ર્ + ટ = ર્ટ. આલ્બર્ટ
ર્ + ષ = રાજર્ષિ
પ્ + સ = પ્સ. લેસેપ્સ
ર્ + સ = ર્સ. વિલ્બરફોર્સ
જ્ + ર = જ્ર. વજ્ર
સ્ + દ = સ્દ. તસ્દી
ક્ + ષ = ક્ષ. રક્ષણ
શ્ + લ = શ્લ. શ્લોક
બ્ + ધ = બ્ધ. સ્તબ્ધ
ત્ + સ્ + ય=ત્સ્ય. મત્સ્યગંધા

જ્ + ઞ = જ્ઞ. પ્રતિજ્ઞા
ક્ + લ = ક્લ. ક્લેશ
ર્ + ભ = ર્ભ. નિર્ભય
ખ્ + ત = ખ્ત પુખ્ત
ક્ષ્ + ય = ક્ષ્ય. બક્ષ્યા
ઝ્ + ય = ઝ્ય. બાઝ્યા
ર્ + ચ = ર્ચ. માર્ચ
પ્ + ટ = પ્ટ. સપ્ટેંબર
ત્ + ર્ + ય=ત્ર્ય. ત્ર્યંબક
ર્ + ન = ર્ન. કર્નલ
જ્ + ર = જ્ર. વજ્ર
ત્ + ત્ + વ = ત્ત્વ. સત્ત્વ
ક્ + સ = ઓક્સિજન
હ્ + ન = હ્ન. ચિહ્ન
બ્ + લ = બ્લ. બ્લીચિંગ
ક્ + વ = ક્વ. ક્વિનીન
સ્ + ન = સ્ન. સ્નાયુ

**પાઠ ૧ થી ૧૦.**

જોર્જ
ઇંગ્લાંડ
એડવર્ડ
ચરિત્ર
સ્વર્ગવાસી
જ્યેષ્ઠ
પ્રિન્સ
વેલ્સ
ઇલ્કાબ
વિક્ટર
નૌકાશાસ્ત્ર
અત્યંત
બ્રિટાનિઆ
પ્રદક્ષિણા
ફ્રેંચ
પ્રવીણ
નિર્ણય
જાન્યુઆરિ
નિર્માણ
વિક્ટોરિઆ
છઠ્ઠી
રાજ્યાભિષેક
પાયતખ્ત
રાજ્યભક્તિ
પ્રાર્થના
રજપુતસ્તાન
આશ્રય
સજ્જનો
વિશ્વાસુ
ઝભ્ભા
નમ્રતા
સૂર્યવંશી
ધક્કો
જન્મભૂમિ
કીર્તિ
નિશ્ચય
વિનંતી
મૂર્છા
વસિષ્ઠ
તિરસ્કાર
બેશુદ્ધ
ડાક્તર
ક્રોધ
પુષ્ટિ
સદ્ગુણ
ગુસ્સો
ચિત્ત
વર્તમાનપત્ર
સ્વચ્છતા
વ્યવસ્થા
વૃદ્ધ
સ્થિતિ
સભ્યતા
સ્વચ્છ
ગૃહસ્થાઇ
વચ્ચોવચ્ચ
ચિઠ્ઠીઓ
પ્રામાણિક
વિદ્યાભ્યાસ
પર્યંત
વિરુદ્ધ
ઇચ્છા

**પાઠ ૧૧ થી ૨૦**

ધર્મિષ્ઠપણું
પત્થર
સ્પર્શ
જુક્તિ
વિખ્યાત
અતિવૃષ્ટિ
ચમત્કારી
અદ્ભુત
અન્ન
આત્મા
સત્તા
અગાધ
સમર્થ
સર્વવ્યાપી
સર્વશક્તિમાન
સર્વજ્ઞ
પ્રાણિમાત્ર
બર્કનહેડ
લશ્કરી
કપ્તાન
દઢ
કીર્તિસ્તંભ
મિસ્તરી
નિર્ભય
ખિન્ન
સદ્બુદ્ધિ
દુર્ગુણ

**પાઠ ૨૦ થી ૩૦**

પન્ના
વિક્રમાજીત
નિર્દોષ
હૃદય
સર્વસ્વ
પોર્ટુગલ
નિશ્ચે
યુક્તિ
ચિઠ્ઠીઓ
વિદ્યાર્થીઓ
શ્રેષ્ઠ
જન્માષ્ટમી
હરિજન
સંન્યાસી
બ્રહ્મચર્ય
ઇશ્વરકૃપા
સ્થિર
મહોક્ષા
શ્રોતા
વિપત્તિ
દરજ્જા
અંધકાર
જન્મભૂમિ
ઉશ્કેરાઇને
સ્વતંત્ર

**પાઠ ૩૧ થી ૪૦**

અમૂલ્ય
સ્વર્ગવાસ

| | | | |
|---|---|---|---|
| પ્રસિદ્ધ | વિચિત્ર | સિત્તેર | યશોત્રમાં |
| શિષ્યો | જિલ્લા | દ્રઢતા | રૂદ્રમાળ |
| પ્રશ્ન | દુર્દાંત | અગ્નિનૌકા | સહસ્રલિંગ |
| ઈશ્વર | ભાત | સજ્જન | વૃત્તિ |
| કૃતિ | કાષ્ટ | ઉજ્જવળ | અલાઉદ્દીન. |
| ક્ષત્રિય | વર્તણૂક | મૃગ | નાસરૂદ્દીન |
| વૈશ્ય | દુર્ગંધ | શ્વાન | પશ્ચાત્તાપ |
| શૂદ્ર | ચિત્રકૂટ | શુક્રાચાર્ય | હેઠા |
| કૃપણ | ઈશ્વરસ્તુતિ | ચિરંજીવી | બ્રાહ્મણી |
| પુનર્લગ્ન | વૃષ્ટિ | સૌભાગ્યવતી | મુસ્તફાબાદ |
| વિશ્વામિત્ર | સૃષ્ટિ | ચિહ્ન | અદ્દુ |
| વસિષ્ઠ | સદ્ભક્તિ | અશ્વ | ઋતુઓ |
| કાન્યકુબ્જ | વિદ્વાનો | વૃષ્ટિ | મહારાષ્ટ્ર |
| મૃગયા | સ્મરણશક્તિ | ચક્ષી | સહ્યાદ્રિ |
| આશ્રમ | પ્રપંચ | સૂર્યાસ્ત | ગેરસપ્પા |
| બળાત્કારે | અન્છેર | નૈર્ઋતા | રાગિષ |
| બ્રહ્મર્ષિ | **પાઠ ૫૧ થી ૬૦** | પૂજ્યભાવ | કોલ્હાપુર |
| સિદ્ધિ | સદ્ગૃહસ્થ | દ્વેષ | ડિરેક્ટર |
| સ્વતંત્ર | ભીષ્મપ્રતિજ્ઞા | રાજેશ્વર | સિપ્રા |
| સંયોગિભૂમિ | દેવવ્રત | શ્રીકૃષ્ણ | ધક્કા |
| રણસંગ્રામ | સ્વાર્થ | દ્વારકા | મુહમ્મદાબાદ |
| સ્વદેશપ્રીતિ | બ્રહ્મચારી | ચંદ્રગુપ્ત | વુડિંગટન |
| ભારતભૂમિ | ઇસ્લામી | બૌદ્ધ | ઉષ્ણતા |
| શુષ્ક | રત્નજડીત | સ્તંભો | સ્વરૂપ |
| વિદ્વત્તા | નૃત્ય | મૂળતત્ત્વો | શાલદુપટ્ટા |
| ઉદ્ધત | ખ્યાતિ | વૃત્તાંત | વૃદ્ધિ |
| **પાઠ ૪૧ થી ૫૦** | હલ્લો | **પાઠ ૬૧ થી ૭૦** | સૂક્ષ્મબીજ |
| જાગૃતિ | ચાલુક્ય | ગુર્જરરદ્ર | **પાઠ ૮૧ થી ૯૦** |
| ધ્રૂજતાં | અદ્યાપિ | ગર્ભવંતી | દ્વિદળ |
| મૃગજળ | પ્રસિદ્ધ | સિદ્ધરાજ | રૂદ્રાક્ષ |

| | | | |
|---|---|---|---|
| પ્રાણુરક્ષક | નક્ષત્ર | **પાઠ ૯૨થી ૯૮** | હૃદય |
| કાર્બન | મશ્કરી | પુષ્ટ | તત્ત્વ |
| જાગૃત | સહ્યાદ્રિ | કણાગરૂં | અસ્વચ્છ |
| ચિહ્ન | સૂક્ષ્મદર્શક | પરિપક્વ | પાચનક્રિયા |
| મૃગશર | | ઉત્પન્ન | છિદ્રાળુ |

# પદાર્થ પાઠોનો સાર.

## પાઠ ૧ લો. ગરમી કે ઉષ્ણુતા.

પદાર્થ—જે જગા રોકે છે ને જેમાં ભાર હોય છે તે.

**ગરમી શું છે?**—તે પદાર્થની સ્થિતિમાં ફેરફાર કરનારી લાગણી કે અસર છે.

**ગરમી પદાર્થ નથી તેનું કારણ**—તેમાં વજન નથી ને તે જગા રોકતી નથી.

**ગરમીની પદાર્થપર થતી અસર—**

**अ** પદાર્થની ગરમીમાં વધારો કરે છે.

**ब** પદાર્થને ફુલાવે છે એટલે તેનું કદ વધારે છે.

**क** પદાર્થનું રૂપ બદલાવે છે એટલે ઘનમાંથી પ્રવાહી ને વાહીમાંથી વાયુ બનાવે છે.

**ગરમી વહેવા ઉપરથી પદાર્થના પ્રકાર**—ઉષ્ણુતા વાહક ને મંદવાહક.

**ઉષ્ણુતાવાહક**—જે પદાર્થોમાં ગરમી એક છેડેથી બીજે છેડે ઝડપથી વહે છે તેને ઉષ્ણુતાવાહક કહે છે. જેમકે ધાતુનો સળીઓ.

**મંદવાહક**—જે પદાર્થોમાં ગરમી એક છેડેથી બીજે છેડે ધીમે વહે છે તેને મંદવાહક કહે છે. જેમકે લાકડું, કાચ.

## પાઠ ૨ જો. ઠંડી.

**ઠંડી શું છે?**—તે પદાર્થની સ્થિતિમાં ફેરફાર કરનારી લાગણી કે અસર છે. તે અસર ગરમીથી તદ્દન ઉલટી છે.

**ઠંડીથી પદાર્થપર થતી અસર—**

અ. પદાર્થની ગરમીમાં ઘટાડો કરે.

બ. પદાર્થને સંકોચાવે એટલે તેનું કદ ઘટાડે.

ક. પદાર્થનું રૂપ બદલાવે એટલે વાયુમાંથી પ્રવાહી ને પ્રવાહીમાંથી ઘન બનાવે છે.

**ઠંડીનું ખરૂં સ્વરૂપ**—ગરમી ને ઠંડી એક એકને મુકાબલે બોલાય છે એટલે અમુક પદાર્થો ઠંડા કે ગરમ છે તેનો અર્થ એટલોજ કે તેઓ બીજા કોઇ પદાર્થ સાથે સરખાવતાં તેના કરતાં ઓછા અથવા વધારે ગરમ છે.

**ઠંડીનો ખરો અર્થ**—મુકાબલે ઓછી ગરમી.

## પાઠ ૩ જો. ફટકડી.

**ગુણ**—ધોળી, અર્ધ પારદર્શક, ખટુમડી ને તુરી, બંધક, દ્રાવ્ય (પાણીમાં ઓગળે તેવી), ને પાસાદાર.

**ઉત્પત્તિ**—તે જમીનમાંથી માટી સાથે મળેલી નીકળે છે. તેવી માટી કચ્છ તથા રજપુતસ્તાનમાંથી મળે છે.

**ઉપયોગ**—૧ દાંત હાલતા હોય તો તેના પાણીના કોગળા કરવાથી સજ્જડ થઈ જાય છે.

૨. આંખો દુખતી હોય તો તેના પાણીએ ધોવાથી ફાયદો થાયછે.

૩. ગળાનો કાકડો કે અવાળુ ફુલ્યાં હોય, તેમજ જીભે કે મોંમાં ચાંદી પડી હોય તો તેના પાણીના કોગળા કરવા.

૪ છાતીમાં દાહ બળે કે ઉલટીમાં લોહી પડે તો તેનું પાણી પીવું.

૫ નસકોરી ફૂટી હોય તો તેની ભૂકી સુંઘવી.

૬ મેલા પાણીને સ્વચ્છ બનાવવું હોય તો તેમાં ફટકડી નાખવી.

૭ કપડાં રંગવાં, છીંટો છીપવાં, ઘુટેલા કાગળો બનાવવા, દૂધનું દહીં બનાવવું, ઢાંકણાં બેસાડવાં, વગેરે ઘણા કામમાં તેનો ઉપયોગ થાય છે.

**ફુલવેલી ફટકડી**—કાચી ફટકડીના ગાંગડાને દેવતા પર તપાવવાથી તે તપીને ખદખદે છે ને તેમાંનું પાણી વરાળ થઇને ઉડી જાય છે ને પછવાડે પતાસા જેવું ચકતું રહે છે તેને ફુલેલી ફટકડી કહે છે.

## પાઠ ૪ થો. સીસું કલાઈ ને જસત.

**સીસું**—રંગે ભૂરૂં, વજનમાં ભારે, બધી ધાતુમાં નરમ ને જલદી પીગળે તેવું.

ઉપયોગ—પાણીના નળ ને બંદુકની ગોળીઓ તેની બનેછે.

**કલાઈ**—રંગે ધોળી, વજનમાં હલકી, ને જલદી પીગળે તેવી.

ઉપયોગ—૧ તાંબા પિત્તળનાં વાસણો પર ચઢાવાય છે.
૨ ચૂલાપર ન ચઢાવવાં હોય તેવાં વાસણો બને છે.
૩ કલાઇને તાંબુ મેળવવાથી કાંસું બને છે.

**જસત**—રંગે ઝાંખું ધોળું.

ઉપયોગ—૧ લોઢાના પતરાપર ચઢાવાય છે.
૨ જસતને તાંબું મેળવવાથી પિત્તળ બને છે.

**ઉત્પત્તિ**—સીસું, કલાઈ ને જસત ભોંયમાંથી નીકળે છે. હિંદના તેનાસરીમ પ્રાંતમાંથી કલાઈ નીકળે છે.

## પાઠ ૫મો. લાકડું ને હાથીદાંત.

**લાકડુ**—ઝાડના થડનો ભાગ તે લાકડું કહેવાય.

**લાકડાના મુખ્ય બે પ્રકાર**—૧ અંદરથી વધેલાં ૨ બહારથી વધેલાં,

**અંદરથી વધેલાં**—ખજુરી, તાડ, નાળિએરી, વાંસ વગેરે. આ લાકડાં બહારથી કઠણ લાગે છે પણ માંહે પોલાં કે રેસાવાળાં હોય છે. આ લાકડાં પાણીની પરનાળો કે એવા બીજા કામમાં વપરાય છે.

**બહારથી વધેલાં**—સાગ, સીસમ, બાવળ, આમલી, વગેરે. આ લાકડાં બહારથી પોચાં લાગે છે પણ માંહે કઠણ ને કુંડાળા-વાળાં હોય છે.

**હાથીદાંત**—રંગે પીળચટો, ને ધોળો, રચનામાં ઘટ, દેખાવમાં સુંદર, ને ગોળાકાર રેષાવાળો.

**ઉપયોગ**—ચુડી, ચપ્પુના હાથા, શેતરંજનાં મહોરાં વગેરે હાથીદાંતનાં બને છે.

## પાઠ ૬ ઠ્ઠો. ફુલ તેના ભાગ ને કાર્ય.

**ફૂલ**—તે વનસ્પતિનું પુનરુત્પત્તિ કરનારૂં અંગ છે એટલે તેનું કાર્ય ફળ બનાવવાનું છે.

**ભાગ**—વજ્ર, પાંખડીઓ ને કેસરો.

**વજ્ર**—રંગે લીલુ ને આકારમાં પ્યાલા જેવું હોય છે. તે ફૂલનું ઢાંકણુ છે. ફૂલ જ્યારે કળી હોય છે ત્યારે વજ્ર ટાઢ તાપથી તેનું રક્ષણ કરે છે. વજ્રના ભાગો વજ્રપત્રો કહેવાય છે.

**પાંખડીઓ**—તેનું બીજું નામ ફૂલમણી કે ગોટા છે. કેટલાંક ફૂલોમાં જોડાએલી ને કેટલાંકમાં છુટી હોય છે. છુટી હોય છે તેમાં કાંતો ત્રણ કે ત્રણનો ગુણાકાર હોય છે ને કાંતો પાંચ કે પાંચનો ગુણાકાર હોય છે. પાંખડીઓ રંગીન હોય છે. વળી તેમાં વાસ હોય છે.

કાર્ય—જંતુઓને લલચાવવાનું તથા અંદરના નાજુક ભાગોનું રક્ષણ કરવાનું.

**કેસરો**—તેના બે પ્રકાર છે. નરતંતુ કે પુંકેસર ને સ્ત્રીતંતુ કે સ્ત્રીકેસર. કેસરોનું કાર્ય ફળ બનાવવાનું છે.

**પુંકેસર**—પુરુષ જાતિના તંતુ, તેનું મથાળું ગોળી જેવું હોય છે તે ગોળી પરાગકોશ કહેવાય છે. પરાગકોશમાં ઝીણા કણ હોય છે તે પરાગ કહેવાય છે.

**સ્ત્રીકેસર**—સ્ત્રીજાતિના તંતુ તેનું મથાળું બોરીઆ જેવું હોય છે. તેને **અગ્ર** કે **ટોચ**—કહે છે. ત્યાં ચીકણો પદાર્થ હોય છે. ટોચની નીચેનો તાંતણો પોલો હોય છે તેથી તે **નળી** કહેવાય છે. નળીનો નીચનો છેડો ફુલેલો હોય છે તે **બીજાશય** કહેવાય છે. બીજાશયમાં સૂક્ષ્મ બીજ હોય છે.

## પાઠ ૭ મો. ફળ તેના ભાગ ને કાર્ય.

**ફળ**—ફૂલમાંથી થાય તે ફળ. તે પણ વનસ્પતિનું પુનરુત્પત્તિ કરનારૂં અંગ છે. તેનું કાર્ય બી બનાવવાનું છે.

**ફળની ઉત્પત્તિ**—પુંકેસરનો પરાગ સ્ત્રીકેસરની ટોચપર પડે છે. તે પરાગમાંથી ઝીણા તંતુ નીકળી, સ્ત્રીકેસરની નળીમાં થઈ

બીજાશયમાં જાય છે, ને ત્યાં સૂક્ષ્મ બીજનાં છિદ્રો વાટે સૂક્ષ્મ બીજમાં પ્રવેશ કરે છે. જેવો પ્રવેશ થયો કે તુરત સૂક્ષ્મ બીજો તથા બીજાશય વધવા માંડે છે. બીજાશય વધીને ફળ બને છે ને સૂક્ષ્મ બીજો વધીને બી બને છે.

**ફળના ભાગ**—છોડું કે છાલ, ગર કે રસ ને બી.

**બી ઉપર કઠણ ઢાંકણવાળાં (કેરીના વર્ગનાં)**—કેરી, નાળિએર, બોર ને બદામ.

**છાલ ને રસ સાથે આવી ગએલાં (દ્રાક્ષના વર્ગનાં)**—દ્રાક્ષ, રામફળ, સીતાફળ, દૂધી, વગેરે.

**ગરનો ભાગ છાલને ચોંટેલો હોય તેવાં (શીંગોના વર્ગનાં)**—બધા કઠોળની શીંગો ને ચણાના પોપટા.

**ફળનું કાર્ય**—બી તૈયાર કરવું.

**ફળમાંથી બી બહાર કાઢવાની કુદરતી યોજના**—ગરવાળાં ફળોના ગરમાં મિઠાશ આવે છે તેથી માણસો, પંખી, વગેરે ગર ખાવાને ફળો તોડે છે. તેઓ ગર ખાઈ જાય છે ને બીને બહાર ફેંકે છે.

ગર વગરનાં ફળો પોતાની મેળે ફાટે છે.

## પાઠ ૮ મો. બી તેના ભાગ ને કાર્ય.

**બી**—ફળમાંથી થાય છે તે. તે વનસ્પતિનું પુનરુત્પત્તિ કરનારૂં અંગ છે.

**બીના પ્રકાર**—એકદળ ને દ્વિદળ.

**એકદળ બી**—તેમાં માત્ર એકજ બીજપત્ર ને બીજાંકુર

છે. તેને ભાગતાં બે દાળ માલમ પડતી નથી તેથી તે **એકદળ** કહેવાય છે. ઘઉં, જુવાર, નાળિએર, સોપારી, વગેરે બી એક દળના વર્ગનાં છે.

**દ્વિદળ બી**— તેમાં ફોતરૂં, દાળ ને બીજાંકુર એવા ત્રણભાગ હોય છે. તેને ભાગતાં બે દાળ માલમ પડે છે તેથી તે દ્વિદળ કહેવાય છે. ચણા, મગ, મઠ, તુવેર, અડદ, વાલ, બદામ, કાજુ, વગેરે બી દ્વિદળના વર્ગનાં છે.

ફોતરૂં—તે અંદરના ભાગોનું ઢાંકણુ છે.

દાળ કે **બીજપત્ર**—તે બીજાંકુરનો ખોરાક છે.

**બીજાંકુર**—તેના વધવાથી નવી વનસ્પતિ ઉત્પન્ન થાય છે.

**થોડી મુદ્દતજ ઉગવાનીશક્તિ રહે તેવાં બીનાં નામ**—કાજુ, બુંદ, કેરીની ગોટલી, વગેરે.

**ચાર પાંચ વરસે પણ ઉગે તેવાં બીનાં નામ**—ઘઉં ને ચણા.

**૧૦૦ વરસે પણ ઉગે તેવાં બીનાં નામ**—રુદ્રાક્ષ.

### પાઠ ૯ મો --પાંદડાં તેની રચના ને કાર્ય.

**પાંદડાં**—તે ઝાડનું જીવન નિભાવનારૂં ત્રીજું અંગ છે.

**કાર્ય**—૧ હવામાંથી કાર્બોનિક એસિડ ગ્યાસ લે છે, તેનું પૃથક્કરણ કરી, કાર્બન પોતામાં રાખી લઇ ઓકસિજન વાયુ બહાર કાઢે છે.

૨ મૂળીઆંએ શોષેલું પાણી ને તેમાંનો કસ પાંદડાંમાં આવે છે તે સાથે કાર્બન મેળવી સૂર્યના પ્રકાશની મદદથી ઝાડને માટે ખોરાક તૈયાર કરે છે.

૩ ઝાડના જઠરનું કામ કરે છે એટલે તૈયાર થએલા ખોરાકને પચાવે છે.

૪ વધારાનું નકામું પાણી પાછલી બાજુના છિદ્રો વાટે બહાર કાઢી નાખે છે.

૫ તેની નસોમાં રસ ફરે છે.

**રચના**—૧ પીપળો, વડ, એરંડો વગેરે દ્વિદળ વનસ્પતિનાં પાંદડાંમાં નસો જાળની માફક ગુંથાઈ ગએલી હોય છે તેથી તે સીધાં ફાટતાં નથી.

૨ કેળ, નાળિએરી, સોપારી વગેરેનાં પાંદડામાં નસો સીધી હોય છે તેથી તે સીધાં પણ આડાં ફાટે છે.

૩ ઘાસનાં પાંદડાંમાં નસો સીધી હોય છે તેથી તે સીધાં પણ ઉભાં ફાટે છે.

**પાંદડાંનો જગતનો ઉપયોગ**—

૧ સૃષ્ટિની અર્ધી શોભા તેનાથી છે.

૨ પાંદડાંનો લીલો રંગ આંખને ઘણો ગમે છે.

૩ આસપાસની હવાને શુદ્ધ ને ઠંડી બનાવે છે.

૪ ઢોરોનો મુખ્ય ખોરાક છે.

૫ કેટલાંક પાંદડાં માણસો ખાય છે. જેમકે નાગરવેલ.

૬ કેટલાંક દવાના કામમાં આવે છે. જેમકે લીમડો.

૭ પતરાવળાં ને પડીઆ થાય છે. જેમકે ખાખરો.

૮ શાક થાય છે. જેમકે અળવી, મેથી, વગેરે.

**લીલો રંગ દેખાવાનું કારણ**—પાંદડાંના ઉપલા ભાગના ઉપરના પાતળા પડ નીચે ઘણી નાની નાની કોથળીઓ છે તેમાં કણ છે તે કણ સૂર્યના પ્રકાશને લીધે લિલાશ પકડે છે.

## પાઠ ૧૦ મો. ચા ને કાફી.

**ચા**—તે એક છોડનાં પાંદડાં છે.

**ચાની પેદાશ**—ચીન, હિંદુસ્તાન, લંકા ને જાપાનમાં ઘણી છે.

**વાવેતર**—ડુંગરાના ઢાળપર, જ્યાં ઘણો વરસાદ પડતો હોય તેવા દેશમાં.

**બનાવટ**—વવ્યા પછી લગભગ ત્રણ વરસે છોડ તૈયાર થાય છે ત્યારે પાંદડાં ચૂંટવાનું શરુ કરાય છે. ચૂંટેલાં પાંદડાંને છાછર ટોપલીમાં સુકવ્યા પછી હાથથી મસળતાં વળી જાય છે, તેને તાવડામાં નાખી તપાવતાં તે કાળાં પડી જાય છે તેનું નામ ચા. કોઈ શેકયા પછી ખાંડે છે તે ચાની ભુકી.

**ચાના ગુણ**—૧ પીનારને જાગૃત ને તાજો બનાવે છે.
૨ તાવને રોકે છે.

**ચાથી નુકસાન**—૧ ઉંઘને અટકાવે છે. ૨ પાચનસક્તિને મંદ કરે છે. ૩ પીનારને તેના વિના ચાલતું નથી.

**ચા કયારે પીવી?**—ઉંઘમાંથી ઉઠયા પછી.

**ચા કોણે પીવી?**—૧ તાવ આવતો હોય તેણે.
૨ ઘરડાં તથા અશક્ત માણસોએ.

**કાફી**—તે એક જાતના છોડનાં બી છે.

**કાફીની પેદાશ**—અરબસ્તાન ને મદ્રાસ ઇલાકામાં.

**બનાવટ**—પાકેલાં ફળોનાં છોતરાં કાઢી નાખ્યા પછી અંદરનાં બીને સુકવે છે. સુકાયા પછી ઘીમાં સેકી, દળીને ભુકો કરે છે તેનું નામ કાફી.

**કાફીના ગુણ**—કૌવત આપનારી ને તાવને રોકનારી.

## પાઠ ૧૧ મો. રૂ ને કપાસનો છોડ.

**લુગડાં બને છે તે પદાર્થોનાં નામ**—રૂ, ઉન, શણ ને રેશમ

**રૂ**—કપાસીઆપરના ધોળા તાર.

**કપાસીઆ**—કપાસનાં બી.

**કપાસ**—રૂ તથા કપાસીઆનું એકઠું નામ કપાસ છે.

**કપાસની પેદાશ**—ચીન, અમેરિકા, હિંદ ને મીસરમાં વધારે.

**કપાસની પેદાશવાળા હિંદના ભાગો**—ગુજરાત, ખાનદેશ, કર્ણાટક, વરાડ ને મધ્યપ્રાંતો.

**કપાસનાં છોડનાં ફળોનું નામ**—જીંડવું.

**કપાસનો છોડ**—એથી ૮ ફુટ ઉંચો થાય છે. તેનાં ફુલો પીળા, લાલ કે સફેદ રંગનાં હોય છે. ફુલોમાંથી જીંડવાં થાય છે. જીંડવાં ફાટે છે ત્યારે અંદરથી કપાસ બહાર નીકળે છે.

**ઉત્તમ રૂ**—તાર લાંબા, નરમાશ ઘણી ને સફેદી વધારે તે ઉત્તમ રૂ કહેવાય છે. અમેરિકન રૂ પહેલા પ્રકારનું, મિસરનું અથવા ઇજીપ્શીઅન રૂ બીજા પ્રકારનું ને હિંદી રૂ ત્રીજા પ્રકારનું ગણાય છે.

## પાઠ ૧૨ મો માછલી.

**પાણીમાંથી કાઢતાં માછલી મરી જાય છે તેનું કારણ**—માછલીને દમ લેવાને ફેફસાં નથી તેથી તે વાતાવરણમાંની હવા લઈ શકતી નથી. તેને લાલ રંગની જાળ જેવી કોથળીઓ છે તે વડે પાણીમાં ઓગળેલી હવા તે લઇ શકે છે. એટલે બહાર કાઢતાં મરી જાય છે.

**પાણીમાંથી દમ લેવાની તેની રીત**—મોંમાં લીધેલું પાણી કોથળીઓમાં જાય છે. કોથળીઓમાં એવી શક્તિ છે કે તે

પાણીમાંનો ઓક્સિજન લઇ લે છે. પછી નકામું પાણી ઝાલર રસ્તે બહાર નીકળી જાય છે.

**માછલીને બહુ હવા જોઈતી નથી તેનું કારણ**—તેનું લોહી ઠંડુ છે.

**માછલીનું શરીર**—ઘાટ મછવાને મળતો છે, હલેસાં મારવા બંને બાજુ ઝાલર છે, સુકાનનું કામ પૂછડી કરે છે, તેની આંખો ઘણી ચકચતી છે, ને દાંત ઝીણા ને તીણા છે.

## પાઠ ૧૩ મો સાપ.

**સાપના પ્રકાર**—એ ઝેરી ને ઝેર વગરના.

**ઝેરી**—નાગ, ચિતળ ને કોર

**ઝેર વગરના**—અજગર.

**સાપની કરોડ**—ઘણીજ નરમ ને પુષ્કળ હાડકાંના કકડાવાળી

**સાપની ગતિ**—સાપને પગ નથી પરંતુ તેની પાંસળીઓ એક બાજુ છુટી છે તેથી તેને ટેકે ને માંશપેશીના સંકોચનથી તે ઝડપથી દોડી શકે છે.

**ઝેરી સાપનું વર્ણન**—માથું પહોળું હોય છે ને તેના ઉપલા જડબામાં ઝેરની કોથળી હોય છે. તેમાંથી એક નળી તાળવા તરફ વળેલા પોલા દાંતમાં ઉતરે છે. સાપ કોઇને કરડે છે ત્યારે આ બે દાંત ભરાવી ઝડબાં બીડે છે એટલે ઝેર નિચોવાઈ ડંખમાં પડે છે.

**ઝેરી સાપનો ડંખ**—* *

**ઝેર વગરના સાપનો ડંખ**— ० ० ०

**સાપ કરડે ત્યારે તુરત કરવાના ઉપાય**—

૧ ડંખને ઉપલે પાસે જોરથી દોરી બાંધી દેવી.

૨ ઘાને તુરત ખૂબ ચૂસવો ને થુંકી નાખવો.

૩ ડંખવાળા ભાગને તુરત કાપી નાખવો.

૪ ડંખને ચીરીને લોહી વહી જવા દેવું.

૫ બ્લીચિંગ પાઉડર કે કોઠીની દવા ચોપડવી.

૬ દંશની અંદર ક્રોઝપણુ તેજાબ દાખલ કરવો.

૭ પોટેશિયમ પરમેગેનેટના કણુ પાણી યા થુંકમાં પલાળી દંશમાં દાખલ કરવા.

૮ મોંપર પુષ્કળ ઠંડુ પાણી રેડયા કરવું.

૯ હોજરી ને હૃદયપર રાઈનાં પ્લાસ્ટર મારવાં.

૧૦ પુષ્કળ સ્વચ્છ હવા આવવા દેવી.

૧૧ ગરમ કપડાથી દરદીના પગ ગરમ રાખવા.

## પાઠ ૧૪ મો દેડકું.

**અવસ્થા**—ઈંડામાંથી દેડકું થતાં તેના શરીરનાં જુદાં જુદાં ૭ રૂપ થાય છે.

**ઈંડામાંથી દેડકું**—ઈંડામાંથી નીકળે ત્યારે માત્ર માથું ને પૂંછડી એ બેજ અંગો હોય છે. પછી છાતી આગળ બે ગાંઠો નીકળે છે. પછી પાછલા ભાગમાં બે ગાંઠો નીકળે છે. ચારે ગાંઠોમાંથી એકેક પગ નીકળે છે, પુછડી ગુમ થતી જાય છે. શ્વાસ લેવાની કોથળી ઓ જતી રહે છે ને ફેફસાં આવે છે.

**લોહી**—ઠંડુ. **ખોરાક**—ઝીણાં જીવડાં.

**ચાલ**—કૂદતું ચાલે છે.

## પાઠ ૧૫ મો. તીડ.

વર્ણન—તે કીડાના વર્ગનું પ્રાણી છે. તેને બે શીંગડાં, ૭ પગ, ને ચાર પાંખો હોય છે, પાછલા પગ લાંબા ને જોરાવર છે, આગલી પાંખો લાંબી, સાંકડી ને ટપકીદાર પણ પાછલી ઘણી પહોળી હોય છે. મોં મોટું ને જબરૂં હોય છે. રંગ તપખિરીઆ હોય છે.

ઉત્પત્તિ-રજપુતસ્તાનને સહ્યાદ્રિ પર્વતમાં વધારે.

ખોરાક—જે કંઇ લિલોતરી મળે તેને ખાઇને સાફ કરે છે.

**તીડથી પાકને બચાવવાનો ઉપાય—**

૧ તીડોનાં ઇંડાં ખોળી કાઢી તેનો નાશ કરવો.
૨ પાંખો આવ્યા પહેલાં બચ્ચાંને મારી નાખવાં.
૩ મરેલાં તીડોનાં ખોખાં દાટી દેવાં.
૪ તીડના ટોળાંને ધુમાડાથી અટકાવવાં

## પાઠ ૧૬ મો. મચ્છર.

વર્ણન—કીડીના વર્ગનું પ્રાણી છે. માથું, છાતી ને જઠર એવા તેના શરીરના ત્રણ ભાગ છે, છાતીએ ૭ પગ ને બે પાંખો છે, માથાનો ઝાઝોભાગ વિવિધ પાસાદાર આંખોથી ઢંકાએલો હોયછે વળી માથામાં તીણી સૂંઢ ને બે શીંગડાં હોય છે.

મચ્છરના વર્ગ—ઝેરી ને સાધારણ.

**ઝેરી ને સાધારણ વચ્ચેનો ફેર—**

૧ ઝેરી મચ્છર ગણુગણુતા નથી ને સાધારણ મચ્છર ગણગણે છે.
૨ ઝેરી મચ્છરની પાંખોપર તપખિરીઆ રંગનાં ટપકાં છે પણ સાધારણ મચ્છરનો રંગ કાળાશપર છે.

૩ ઝેરી મચ્છર ઢાળતા બેસે છે પણ સાધારણ મચ્છર ખુંધા બેસે છે.

૪ ઝેરીનો ડંખ ચમચમતો નથી ને સાધારણનો ડંખ ચમચમે છે.

**લોહી ચૂસવાની અનુકુળતા**—સૂંઢની પછવાડે લાળની ગાંઠ હોય છે તેમાંની લાળ પોલી સૂંઢદ્વારા ડંખમાં પડે છે એટલે લોહી જામી જાય છે તેથી તેને ચૂસવું ઠીક પડે છે.

**મચ્છરનો ઉપદ્રવ**—સાધારણ મચ્છરનો ચટકો ચમચમે છે છે પણ ઝેરી મચ્છરના ચટકાથી ટાઢીઓ તાવ આવે છે.

**ટાઢીઆ તાવનો ઉપાય**—તાવ ન હોય ત્યારે કવીનિન ખાવું.

**મચ્છરથી બચવાના ઉપાય**—

૧ ઘર પાસે ગંદવાડ થવા દેવો નહિ.
૨ ઘરની પાસેનાં ખાબોચીઆંમાં કેરોસીન નાખવું.
૩ ડાંગર, ગંધક, લોબાન વગેરેનો ધુમાડો કરવો.
૪ મચ્છરદાની રાખવી.

## પાઠ ૧૭ મો. હાથી.

**વર્ણન**—ચોપગાં જનાવરમાં સૌથી મોટું કદ, બહાર દેખાતા બે મોટા દાંત, થાંભલા જેવા મોટા પગ, સૂંઢ ને પુછડું એટલા ખાસ અવયવ છે. કાન મોટા સુપડા જેવા છે. આંખો શરીરના પ્રમાણમાં નાની છે,

**બહાર દેખાતા દાંતનો ઉપયોગ**—દુશ્મનને મારવામાં ને ખોરાક માટે ઝાડની ડાળીઓ ભાંગવામાં ખપના છે.

**સૂંઢનો ઉપયોગ**—દમ લેવો, જમીન પરથી ખોરાક ઉંચકી

મોમાં મૂકવો, પાણી ચૂસી મોંમાં રેડવું, હરકોઈ ચીજને પકડવી ને છેડાના ટેરવાથી વસ્તુને પારખવી વગેરે કામાં સૂંઢ ઉપયોગી છે.

**ઉપયોગ**—સ્વારી કરવામાં, ભાર ઉપાડવામાં, દુશ્મનનું લશ્કર ચગદી નાંખવામાં હાથી વપરાય છે. તેના દાંત ચુડીઓ બનાવવા માટે વપરાય છે,

**ગુણ**—શાંત, કહ્યાગરો, સમજદાર ને માયાળુ.

**હાથણી**—હાથણીને દંતૂશળ હોતા નથી.

## પાઠ ૧૮ મો. પ્રાણી ને વનસ્પતિના રંગો.

**પ્રાણીનો રંગ**—ઘણું કરીને આસપાસના પદાર્થના રંગને મળતો હોય છે.

**રંગનો ઉપયોગ**—દુશ્મનથી બચાવ થાય છે ને શિકાર પકડવામાં મદદ કરે છે.

**જંગલી પ્રાણીનો રંગ**—બધાંનો એક સરખો હોય છે.

**પાળેલાં પ્રાણીનો રંગ**—જુદો જુદો હોય છે.

**ફૂલનો રંગ**—આસપાસના પદાર્થોથી જુદો ને ભપકાદાર હોય છે.

**રંગનો ઉપયોગ**—ફૂલોને શોભાવે છે ને પારકું ચિત્ત લોભાવી ફળ ઉત્પન્ન થવાના કાર્યમાં મદદ કરે છે. રંગથી પતંગીઆં લોભાય છે, સુગંધથી ભમરા લોભાય છે, ને મધથી મધમાખી લોભાય છે.

**ફળોનો રંગ**—કાચાં ફળોનો રંગ લીલો હોય છે તેથી પ્રાણીઓ તેને જોઈ શકતાં નથી ને ફળોનો બચાવ થાય છે. ફળોનું કામ પૂર્ણ થાય છે એટલે બી તૈયાર થાય છે ત્યારે ફળ લીલું મટીને

પીળું કે રાતું થાય છે ને ગરપણ મીઠો થાય છે તેથી પશુપંખી તેને જોઇ શકે છે ને ગર ખાવાની લાલચે ફળને ફોલે છે ને બી બહાર નીકળે છે.

## પાઠ ૧૯ મો. હૃદય ને લોહીનું ફરવું

**સ્થાન**—છાતીમાં સહેજ ડાબે પડખે છે.
**આકાર**—શંકુ જેવો છે. કદ મૂઠી જેવડું છે

**રચના**—તે માંસના લોચાનું બનેલું છે ને માંહેથી પોલું છે. વચમાં પડદો આવવાથી તેના બે ભાગ થાય છે. ડાબું હૃદય ને જમણું હૃદય. ડાબામાં સ્વચ્છ રાતું લોહી હોય છે ને જમણામાં અસ્વચ્છ કાળું લોહી હોય છે. વચ્ચે પડદો આવવાથી દરેકના પાછા બબ્બે ભાગ થાય છે ઉપલો ને નીચલો. હૃદય સંકોચાયા ને ફુલ્યા કરે છે તેથી તેમાં લોહી આવે છે ને જાય છે.

**લોહીનું ભ્રમણ**—હૃદયના ડાબા ભાગના નીચલા ખાનામાંથી એક મોટો નળ નીકળે છે તેમાં સ્વચ્છ લોહી હોય છે. આગળ જતાં તેના બે ભાગ થાય છે એક માથા તરફ ને બીજો પગ તરફ જાય છે. મોટા નળમાંથી ઠેકાણે ઠેકાણે ફાંટા થતા જાય છે આ નળીઓને શુદ્ધ રક્તવાહિની ધોરી નસ કે નાડી કહે છે. ધોરી નસમાંથી દરેક સ્થળે નાની કેશવાહિનીઓ ( વાળ જેવી નળીઓ )જાય છે ને તેમાંનું લોહી અવયવને જોઇતો ઑક્સિજન ને ખોરાક પૂરો પાડે છે અને તેમાંનો મેલ–કાર્બોનિકએસિડગ્યાસ લઇ લે છે; તેથી કેશવાહિનીઓના છેડા પાસેનું લોહી અસ્વચ્છ થાય છે. એ અસ્વચ્છ થએલા લોહીને નજીકની બીજી નળીઓ કે જે શીરો યા નસ કહેવાય છે તે ચૂસી લે છે ને હૃદય તરફ રવાના કરે છે. પછી નાની

શીરા મળીને મોટી શીરા બને છે. એવી મોટી શીરાઓ માંહેનું અસ્વચ્છ લોહી પગ ને માથા તરફથી આવીને હૃદયના જમણાભાગના ઉપલા ખાનામાં પડે છે. ત્યાંથી નીચલા ખાનામાં જાય છે, ઉપલા તથા નીચલા ખાના વચ્ચે એવો પડદો છે કે ઉપલામાંથી નીચલામાં લોહી જઈ શકે પણ નીચલામાંથી ઉપલામાં જઈ શકે નહિ. હૃદયના સંકોચાવાથી જમણાભાગના નીચલા ખાનામાંથી લોહી ફેફસામાં જાય છે. ત્યાં ઓક્સિજન લે છે ને કાર્બોનિકએસિડગ્યાસ કાઢી નાખે છે. એટલે તે સ્વચ્છ રાતા રંગનું થાય છે તેને બીજી નળીઓ ચૂસી લઇ હૃદય તરફ રવાના કરે છે, એવી ઘણી નળીઓ એકઠી થઈ મોટી નળી બને છે. તે હૃદયના ડાબા ભાગના ઉપલા ખાનામાં પડે છે. ત્યાંથી નીચલા ખાનામાં જાય છે ને નીચલા ખાનામાંથી શરીરમાં ફરવા જાય છે. આખો એક ફેરો ફરતાં લોહીને ૧ મિનિટ લાગે છે. હૃદય ૧ મિનિટમાં ૭૦—૮૦ વાર સંકોચાય છે.

**શરીરમાંના કુલ લોહીનું વજન**—૧૦થી૧૨ શેર.

## પાઠ ૨૦ મો. જઠર ને પાચનક્રિયા.

**ખોરાકનો ઉપયોગ**—૧ શરીરમાં ગરમી પેદા કરવી. ૨ શરીરનો ઘસારો સમારવો ને ૩ શરીરને પુષ્ટિ આપી વધારવું.

**ખોરાકના પ્રકાર**—૧ લોટ અથવા પેજવાળા (સ્ટાર્ચવાળા) ૨ માંસ ઉત્પન્ન કરનારા (નૈટ્રોજનવાળા) ૩ ચરબીવાળા અથવા તૈલી, ૪ હાડકાં બનાવનારા.

**ખોરાકના દરેક પ્રકારનો ઉપયોગ**—

૧ સ્ટાર્ચવાળા ને તૈલી પદાર્થો ગરમી પેદા કરે છે.

૨ માંસ ઉત્પન્ન કરનારા પદાર્થો માંસ વધારે છે ને શરીરને પુષ્ટિ આપે છે.

૩ ખારવાળા પદાર્થો હાડકાં વધારે છે ને ઘસારાનો સમાર કરે છે.

**ખોરાકને પચવાનાં સ્થાન**—મોં, જઠર ને આંતરડાં,

**મોં**—મોંમાં થૂંક નામની લાળ છે તે લોટવાળા પદાર્થો સાથે મળી તેને પચાવી દે છે.

**જઠર**—તે માંસના લોચાનું બનેલું છે. તેમાં ત્રણ પડ છે. ઉપલું ઢાંકણ છે. વચલું ગતિ ઉત્પન્ન કરે છે ને અંદરનામાં રસ ઉત્પન્ન થાય છે. તે જઠરરસ કહેવાય છે. જઠરરસ સ્વાદે ખાટો છે. મોંમાં ચાવેલો ખોરાક અન્નનળી મારફતે જઠરમાં જાય છે તેમાં જઠરરસ મળે છે એટલે નૈટ્રોજનવાળા પદાર્થો પચી જાય છે. તે પચેલો ભાગ અશુદ્ધ લોહીની નસોમાં ચુસાઇ જાય છે. જઠરને બીજું મોં છે તે દ્વારા નહિ પચેલો ભાગ નાનાં આંતરડાંમાં જાય છે.

**આંતરડાં**—તે ૨૫–૩૦ ફૂટ લાંબાં ને આંગળી જેવાં જાડાં છે. તેમાં ખોરાક આવે ત્યારે ત્યાં માંસરસ ને પિત્ત નામના રસો મળે છે. તેથી ચરબીવાળા પદાર્થો પચી જાય છે માંસરસમાં વિશેષગુણ એ છે કે સઘળો નહિ પચેલો લોટવાળો, તેલી ને હાડકાં બનાવનારો ખોરાક તેનાથી પચી જાય છે. નહિ પચેલો બાકીનો ભાગ મોટાં આંતરડાંમાં થઇ મળદ્વારે બહાર નીકળી જાય છે.

**પાચનક્રિયા**—ખોરાકને લોહીમાં મળવાજેવો બનાવવાનીક્રિયા

## પાઠ ૨૧ મો. ઊનનાં ને સુતરાઉ વસ્ત્રો.

**વસ્ત્રોની જરૂર**—૧ શરીરની ગરમી ટકાવી રાખવા, ૨ હવામાંનાં રોગનાં જંતુથી શરીરને બચાવવા, ને ૩ શરીરને સુંદર દેખાડવા વસ્ત્રોની જરૂર છે.

**યોગ્ય વસ્ત્રો**—ઋતુને અનુકુળ, સાદાં ને સ્વચ્છ હોય તે યોગ્ય વસ્ત્રો કહેવાય.

**સુતરાઉ વસ્ત્રો**—ગરમીવાહક છે ને પરસેવો ચૂસી શકતાં નથી.

**ઊનનાં વસ્ત્રો**—મંદવાહક છે ને પરસેવો ચૂસી લે છે.

## પાઠ ૨૨ મો. સુતરનો વણાટ

**રૂમાંથી** કાપડ—છોડ પરથી લીધેલા કપાસને ચરખામાં પીલી રૂ ને કપાસીઆ જુદા પાડે છે. પછી રૂને પીંજણથી પીંજી કચરો કાઢી નાખે છે. પછી પીંજેલા રૂને રેંટીઆથી કાંતે છે. કાંતેલા રૂને સુતર કહે છે. સુતરના તાણાવાણા કરી સાળપર વણે એટલે કાપડ થાય છે. વણવાના વરાળથી ચાલતા સંચાને મીલ કહે છે.

**અગત્યના ચાર સંચાનાં નામ**—૧ લોઢવાનો સંચો (જીન) ૨ રૂ સાફ કરવાનો સંચો ૩ સુતર કાંતવાનો સંચો. ૪ કાપડ વણવાનો સંચો (મીલ)

## પાઠ ૨૩ મો. રેશમ ને રેશમનો વણાટ.

**રેશમ**—તે એક જાતનો કીડો બનાવે છે. તે પતંગીઆની જાતનો છે. પતંગીઉં શેતુરનાં પાંદડાં પર ઈંડાં મૂકે છે. ઇંડાંમાંથી **ઇયળ** નીકળે છે તે તરત પાંદડાં ખાવા મંડે છે. ઇયળ રૂષ્ટપુષ્ટ થાય પછી તેના શરીરમાંથી પીળો રસ નીકળે છે. તે સુકાતાં તાર બને છે. તે તાર કીડો પોતાના શરીરપર વીંટવા માંડે છે ને નાજુક પથારી બનાવી ઉંઘી જાય છે તે રિતિ કોશેટો કહેવાય છે. લોકો કોશેટા લઈ લે છે. અંદરના કીડાને મારી નાખવાને કોશેટાને ગરમ પાણીમાં નાખે છે. પછી તાર ઉકેલી લે છે. તે તારનું નામ રેશમ કે હીર. તેનો રંગ ઝાંખો પીળો હોય છે. પછી તેને મોઇને રંગે છે તેથી તે

ચાવવા લાયક બને છે. કેટલાક કોશેટાને ઝાડ પર રહેવા દે છે તેમાંથી અંદરની ઈયળનું પતંગીઉં બની જાય છે. તે તારને કરડીને બહાર નીકળે છે ને ફૂલો પર ઉડી મઝા કરે છે. પછી ઈંડાં મૂકીને મરી જાય છે.

**રેશમ ઉત્પન્ન કરનારા દેશો**—ચીન ને ઇરાન.

**હિંદમાં રેશમનો વણાટ**—સુરત, મુંબઇ, પુના ને અમદાવાદમાં.

**રેશમી** કાપડના **ગુણ**—હલકાં, નરમ, રૂપાળાં, સુંવાળાં ને ટકાઉ.

## પાઠ ૨૪ મો ખાંડ. ને ગોળ.

**વસાઇમાં ખાંડ બનાવવાની રીત**—ઉકળેલા રસને થોડો ધાડો થવા દઇને દેગડા પરથી ઉતારે છે. પછી તે રસને લાકડાની ઘોડી પર મૂકેલા માટીના વાસણમાં રેડે છે. તે વાસણનું મોં સીલ વડે બંધ કરી દે છે ને ઉપર પાણીની છાલકો મારે છે. માટલાને તળીએ ઝીણું કાણું હોય છે તેમાંથી ચિકાશ ઝરતી જાય છે ને માટલામાં ખાંડ તૈયાર થાય છે પ્રથમ થોડી થાય છે પરંતુ પછી વધારે થતી જાય છે સીલના નવા થરો ૩-૪ દિવસે મૂકવા પડે છે.

**કોહલાપુરમાં ખાંડ બનાવવાની રીત**—પ્રથમ ગોળ બને તેવો ધાડો રસ બનાવે છે તેનાં માટલાં ભરે છે. પછી તે માટલાંમાંના ગોળની ચાસણી કરે છે. ચાસણી કર્યાં પછી ઘોડીપર મૂકેલી વાંસની ટોપલીઓમાં તેને રેડે છે ને ઉપર સીલ પાથરી દે છે ટોપલીનાં કાણાંમાંથી ચિકાશ બહાર ટપકી જાય છે નેટોપલીમાં ખાંડ તૈયાર થાય છે. આ બંને બનતી ખાંડ રતાશ પડતી હોય છે.

**ઉજળી ખાંડ બનાવવાની રીત**—રાતી ખાંડને પાણીમાં ઓગાળી અંદર ચૂનો મેળવે છે પછી ગાળીને કોલસામાં વહેવા દે છે કોલસા રંગ ચૂસી લે છે. ને નીચે ચોકખો રસ ટપકે છે. પછી તે રસને ઉકાળી ઘાડો થાય ત્યારે કાણાંવાળા નળામાં રેડે છે એટલે કાણાંમાંથી ચિકાશ ટપકી જાય છે ને માંહે ઉજળી ખાંડ તૈયાર થાય

**ખાંડ બને છે તે પદાર્થો**—શેરડીનો રસ, બીટ નામે કંદ, મકાઇના સાંઠા, જંગલી ખજુરાં, એક જાતનો તાડ ને નાળિએરી વગેરેનો રસ.



## વ્યાકરણ.

**વ્યાકરણ**—જે વડે ભાષા શુદ્ધ બોલાય છે ને લખાય છે તે નિયમોનું પુસ્તક.

**આપણી ભાષાનું નામ**—ગુજરાતી.

### અક્ષર વિચાર.

**મૂળાક્ષરો**—ભાષાનાં ટૂંકાં ચિહ્નો મૂળાક્ષરો કહેવાય છે.

**મૂળાક્ષરના પ્રકાર**—સ્વરને વ્યજંન.

### શબ્દ અને વાકય.

**શબ્દ**—જેનો કંઇક અર્થ સમજાય છે તેવા અક્ષર અથવા અક્ષર સમૂહને શબ્દ કહે છે, જેમકે બા, ગજ, કમળ, પરગજુ, અમદાવાદ, વગેરે.

**વાકય**—જે શબ્દ કે શબ્દ સમુદાયથી પૂરો અર્થ સમજાયછે તેને વાકય કહે છે. જેમકે—જા, બેસ, કાગળ વાંચો, ગાય ઘાસ ખાય છે, ભોળાભાઇ આજે મુંબઇ ગયો, વગેરે વાકયો છે.

**પદ**—વાકયમાં વપરાએલા શબ્દો પદ કહેવાય છે. ગાય જાય છે' એમાં 'ગાય' ને 'જાય છે' એવાં બે પદો છે.

## નામ અને ક્રિયાપદ.

**ક્રિયાપદ**—(ક્રિયા પદ) જે પદો ક્રિયા બનાવે છે અને અર્થ પુરો કરે છે તે ક્રિયાપદ કહેવાય છે. જેમકે, છોકરો **જાયછે**, ગાય **ચરે છે**, એમાં લીટી દોરેલાં પદો ક્રિયાપદ છે. ક્રિયા એટલે કામ.

કર્તા—(કરનાર) ક્રિયાનો કરનાર બતાવનારાં પદો કર્તા કહેવાય છે. છોકરો બેસે છે, નારાયણ દાખલા ગણે છે એ વાકયોમાં લીટી દોરેલાં પદો કર્તા.

**કર્તાનો અધ્યાહાર**—કેટલાંક વાકયોમાં કર્તા ક્રિયાપદ ઉપરથી સમજી લેવાય છે. તેમાં કર્તાનો અધ્યાહાર (સમજી લેવું તે) હોયછે, જેમકે જા, બેસ, ખા. એમાં કર્તા "તું" છે.

**કર્ત્તા શોધવાની રીત**—ક્રિયાપદની પહેલાં કોણ મૂકીને સવાલ પૂછવો જે જવાબ આવે તે કર્તા.

નામ—કોઇપણ પ્રાણી, પદાર્થ, ગુણ કે ક્રિયાને ઓળખાવનારો શબ્દ નામ કહેવાય છે. જેમકે—મણિ, મગન, સિંધુ, હિમાલય, ગાય, ઘઉં, અવાજ, હવા, ગરમી, ઉદ્યોગ, રમત, વગેરે.

**નામના પ્રકાર**—ઇંદ્રિયોથી જણાય તેવાં ને મનથી જણાયતેવાં. **ઇંદ્રિયોથી જણાય તેવાં નામ**—અવાજ, ગન્ધ, સ્વાદ, ગરમી, ટેબલ, ચોપડી, માણસ, હાથી વગેરે.

**મનથી જણાય તેવાં નામ**—સાચાઇ, ચોકખાઈ, હોશિયારી આ ગુણનાં નામ છે; પણ રમત, ગમત, ભજન, કીર્તન આ ક્રિયાનાં નામ છે.

## સર્વનામ,

**સર્વનામ**—શબ્દો નામને ઠેકાણે વપરાય છે તેને સર્વનામ કહે છે. (સર્વ+નામ) જેમકે—હું, તું, તે, આપણે, આપ, જે, કોણ, શું, એ, સર્વ, પોતે, કંઇ, બીજા, વગેરે.

**પુરુષ વાચક સર્વનામ**—કેટલાંક સર્વ નામ પુરુષ બતાવે છે, તેને પુરુષવાચક સર્વનામ કહેછે જેમકે, હું, તુ, તે, આપણે ને આપ.

પુરુષ—ત્રણ છે.

**પહેલો પુરુષ**—બોલનાર પહેલો પુરુષ ગણાય છે તેથી તે બોલનારને બદલે વપરાતું 'હું' સર્વનામ પહેલો પુરુષ સર્વનામ ગણાયછે.

**બીજો પુરુષ**—સાંભળનાર બીજો પુરુષ ગણાય છે તેથી સાંભળનારને બદલે વપરાતા 'હું' 'તું' ને 'આપ' સર્વનામ બીજો પુરુષ સર્વનામ ગણાય છે.

**ત્રીજો પુરુષ**—બોલનારને સાંભળનાર સિવાયનો માણસ કે વસ્તુ ત્રીજો પુરુષ ગણાય છે તેથી તેને બદલે વપરાતું સર્વનામ 'તે' ત્રીજો પુરુષ સર્વનામ ગણાય છે.

ટીપ—"આપણે' સર્વનામ બોલનાર તથા સાંભળનાર બંનેને માટે વપરાય છે તેથી તે પહેલો-બીજો પુરુષ સર્વનામ ગણાય છે.

## ક્રિયાપદના પ્રકાર.

પ્રકાર—સકર્મક ને અકર્મક.

**સકર્મક**—જે ક્રિયાપદને કર્મ હોય છે તે સકર્મક (સ+કર્મક.)

**અકર્મક**—જે ક્રિયાપદને કર્મ ન હોય તે અકર્મક (અ+કર્મક)

**કર્મ**—ક્રિયાનો અધુરો અર્થ પૂરો શમજાવવા જે પદ વાપરવાની જરૂર પડે છે અને જેને ક્રિયાનું ફળ લાગુ પડે છે તે કર્મ કહેવાય છે. છોકરો કાચ ભાગે છે, નારણ કાગળો ગણે છે. લીટેલા શબ્દો

કર્મ છે. તેથી એ વાક્યોમાંના ક્રિયાપદો સકર્મક છે. પણ ફળ પડેછે, એ વાક્યોમાંનાં ક્રિયાપદો છે.

**કર્મ શોધવાની રીત**—ક્રિયાપદની પહેલાં 'શું' મૂકી સવાલ પૂછવાથી જે જવાબ આવે તે કર્મ કહેવાય છે.

**ક્રિયાપુરક**—જે સબ્દો ક્રિયાનો અર્થ પૂરો કરે છે તે ક્રિયાપૂરક કહેવાય છે. કર્મ પણ આ કામ કરે છે માટે કર્મ પણ ક્રિયાપૂરક કહેવાય છે.

**અપૂર્ણ ક્રિયાવાચક ક્રિયાપદો**—કેટલાંક ક્રિયાપદો એવાં છે કે જેને કર્મ હોતું નથી પરંતુ ક્રિયાનો અર્થ અધુરો લાગે છે તે અર્થ પુરો કરવાને કેટલાક કર્મ જેવા શબ્દો તેમાં મૂકવા પડે છે તે કર્મ કહેવાતા નથી પરંતુ ક્રિયાપૂરક કહેવાય છે તેવાં ક્રિયાયપદોનાં નામ—છે, હોય છે, દેખાય છે, જણાયાં નીવડે છે વગેરે. છોકરો ડાહ્યો છે, આ વાકયમાં "ડાહ્યો શબ્દ કર્મ નથી પરંતુ ક્રિયાપૂરક છે.

## વિશેષણ ને ક્રિયા વિશેષણ.

**વિશેષણ**—જે શબ્દો નામના અર્થમાં વધારો કરે છે તે વિશેષણ કહેવાય છે. (વિશેષ=વધારો) **લાલ** ઘોડા, **ધોળી** ગાય, **દશ** છોકરા, **જે** માણુસ **કયો પુરૂષ** આમાં મોટા સબ્દો વિશેષણ છે.

**ક્રિયાવિશેષણ**—જે વિશેષણો ક્રિયાના અર્થમાં વધારો કરે છે તે ક્રિયા વિશેષણ કહેવાય છે. જેમકે છોકરો **ધીમો** ચાલે છે, પતંગ **ઉંચો** ચઢયો, ઘોડો **ઉતાવળો** દોડયો, દડો **હેઠો** પડયો. આમાં લીટી દોરેલા શબ્દો ક્રિયાવિશેષણ છે.

## અવ્યય.

**અવ્યય**—(અ+વ્યય—ફેરફાર) જે શબ્દોના રૂપમાં ફેરફાર થતો નથી ને જે નામના અર્થમાં વધારો કરતા નથી તેને **અવ્યય** કહે

છે. ઉદાહરણ—કે, જો, અને, પણ, ક્યારે, જ્યાં, ત્યાં, અહો, રે, માટે, આગળ, પાસે, વગેરે.

**અવ્યયના પ્રકાર**—ક્રિયા વિશેષણ અવ્યય, ઉભયાન્વયી, અવ્યય, નામયોગી અવ્યય ને કેવળપ્રયોગી અવ્યય.

**ક્રિયા વિશેષણ અવ્યય**—જે અવ્યય ક્રિયાપદના અર્થમાં વધારો કરે છે તેને ક્રિયાવિશેષણ અવ્યય કહે છે, જેમકે ખુબ, જલદી, ઠીક, ક્યારે, ક્યાં, ત્યાં વગેરે.

**ઉભયાન્વયી અવ્યય**—જે અવ્યય બે પદો કે બે વાક્યોને જોડે છે તેને ઉભયાન્વયી અવ્યય કહે છે. (ઉભય—બે+અન્વયી—જોડનાર) જેમકે—અને, પણ, કે, માટે, વગેરે.

**નામયોગી અવ્યય**—જે અવ્યય નામની સાથે જોડાઇને રહે છે તેને નામ યોગી અવ્યય કહે છે. જેમકે ઘરની **આગળ**, દિવાલની **પાછળ**, મારે **માટે**, વાચન **પછી** દહાડા **સુધી** લીટી દોરેલા શબ્દો નામયોગી અવ્યય છે.

**કેવળ પ્રયોગી અવ્યય**—ખુશાલી, દિલગીરી, વગેરે લાગણીને વખતે જે અવ્યય મોંમાંથી એકદમ નીકળી આવે છે ને છૂટા બોલાય છે તેને કેવળ પ્રયોગી અવ્યય કહે છે. જેમકે, અરેરે, અહો હાય!, રામ રામ, હેં, વગેરે.

## કૃદંત.

**કૃદંત**—જે પદો ક્રિયા બતાવે છે. પરંતુ જે ક્રિયાપદની પેઠે વાક્ય બનાવતાં નથી, તે કૃદંત કહેવાય છે. તે **ફરતાં ફરતાં** દૂર **નીકળી** ગયો, છોકરું **દોડતું દોડતું** પડી ગયું, તે **નાહીને** બહાર ગયો, **ગયો** વખત પાછો આવતો નથી, આમાં લીટી દોરેલા શબ્દો કૃદંત છે.

**કૃદંતનો ઉપયોગ**—કૃદંત વાક્યમાં નામ, વિશેષણ કે અવ્યયનું કામ કરે છે.

## પદચ્છેદ અને તેના નમુના.

પદચ્છેદ—( પદ+છેદ–વિભાગ ) પદના વિભાગ કરવા કહેવા તે

**પદના વિભાગ**—નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ કૃદંત ને અવ્યય (કોઇ કૃદંતને જુદો વિભાગ ગણતા નથી)

૧ કોહલો પાછો ઘેર આવ્યો, તે જોઇ બીજાં પશુઓને ઘણું આશ્ચર્ય લાગ્યું.

| | |
|---|---|
| કોહલો–નામ. | ઘેર–નામ |
| પાછો–ક્રિયા વિશેષણ. | આવ્યો=ક્રિયાપદ |
| તે–સર્વનામ | ઘણું–વિશેષણ |
| જોઈ–કૃદંત | આશ્ચર્ય–નામ |
| બીજાં–વિશેષણ | લાગ્યું–ક્રિયાપદ કર્તા આશ્ચય |
| પશુઓને–નામ | |

## વાક્યના ભાગો.

મુખ્ય ભાગ બે છે. ઉદ્દેશ્ય ને વિધેય.

ઉદ્દેશ્ય ને વિધેય—જેને વિષે કહીએ છીએ તે ઉદ્દેશ્ય ને જે કહીએ છીએ તે વિધેય કહેવાય છે.

'ઘોડો દોડે છે' એમાં 'ઘોડો' ઉદ્દેશ્ય ને 'દોડે છે' વિધેય છે.

'છોકરો કામ કરે છે' એમાં 'છોકરો' ઉદ્દેશ્ય ને 'કામ કરે છે' વિધેય છે.

**વિધેયના ભાગ**—ક્રિયા ને ક્રિયાપૂરક. 'કામ કરે છે' વિધેય છે તેમાં કામ 'ક્રિયાપૂરક' છે ને 'કરે છે' ક્રિયા છે.

**ઉદ્દેશ્યવર્ધક**—કેટલાક શબ્દો ઉદ્દેશ્યના અર્થમાં વધારો કરે છે તે ઉદ્દેશ્યવર્ધક કહેવાય છે. મોટો ઘોડો જાય છે. એમાં મોટો ઉદ્દેશ્યવર્ધક છે. **શેઠનો** ચાકર આવ્યો. એમાં શેઠનો ઉદ્દેશ્યવર્ધક છે.

**વિધેયવર્ધક**—કેટલાક શબ્દો વિધેયના અર્થમાં વધારો કરે તે વિધેયવર્ધક કહેવાય છે. તે **જંગલમાં એકાંત જગાએ** રહેતો હતો. આ વાકયોમાં લીટી દોરેલા સબ્દો વિધેયવર્ધક છે.

**વાકયના પાંચ ભાગ**—ઉદ્દેશ્યવર્ધક, ઉદ્દેશ્ય, ક્રિયા, ક્રિયાપુર ને વીધેયવર્ધક.

## પૃથક્કરણ.

વાકયના ભાગો કરી બતાવવાની ક્રિયાને પૃથકકરણ કહે છે ( પૃથક–જુદું+કરણ–કરવું તે )

નમુનો—પોતાનો ઘણો મુલક પાછો મેળવી આખરે પ્રતાપ મરણ પામ્યો.

૨ એક વખત અકબર પાદશાહે મોકલેલો એક જાસુ પ્રતાપની હાલત જોવા ગયો.

| નંબર | ઉદ્દેશ્ય | ઉદ્દેશ્ય વર્ધક | વિધેય | | વિધેયવર્ધક |
|---|---|---|---|---|---|
| | | | ક્રાંયા | ક્રીયાપૂરક | |
| ૧ | પ્રતાપ | | પામ્યો. | મરણ | આખરે પોતાનો ઘણો મુલક પાછો મેળવી. |
| ૨ | જાસુસ | અકબર પાદશાહે મોકલેલો એક | ગયો. | | ૧ એક વખત ૨ પ્રતાપની હાલત જોવા |

# ભુગોળ વિદ્યા.

## મુંબઈ ઈલાકો.

**ઇલાકો**—દેશના મોટા ભાગને ઇલાકો કહે છે. ઇલાકાનો ઉપરી ગવર્નર હોય છે.

**મુંબઈ ઈલાકો**—મુંબઈ ને તેની આજુબાજુનો મુલક.

**સીમા**—વાયવ્ય, ઉત્તર ને ઈશાનની સરહદ તરફ બલુચિસ્તાન, પંજાબ ને રજપુતસ્તાન છે; પુર્વની સરહદ તરફ મધ્ય હિંદનાં દેશી રાજ્યો, મધ્યપ્રાંતો ને નિઝામનું રાજ્ય છે; દક્ષિણે મદ્રાસ ઇલાકો ને મ્હેસુર છે; અને પશ્ચિમે અરબી સમુદ્ર છે.

**વિસ્તાર**—ઉત્તર વિભાગના ખાલસા મુલકનું ચોરસ ક્ષેત્રફળ (ગાયકવાડી રાજ્ય સિવાય) ૧,૮૮,૭૪૫ ચોરસ માઇલ છે.

**કુદરતી વિભાગ**—ગુજરાત, સિંધ, કચ્છ, મહારાષ્ટ્ર ને ઉત્તર કાનડા.

**રાજકીય વિભાગ**—ઉત્તર વિભાગ, સિંધ, મધ્ય વિભાગ, દક્ષિણ વિભાગ ને મુંબઇ બેટ; મોટાં દેશીરાજ્યો—કચ્છ, કાઠિઆવાડ એજન્સિ ને ગાયકવાડનો મુલક.

**કુદરતી રચના**—સિંધ રેતાળ પ્રદેશ છે, ઉત્તર વિભાગ ચગાનો પ્રદેશ છે, મધ્યવિભાગ+ઉચ્ચ પ્રદેશ છે, ને દક્ષિણ વિભાગનો કેટલોક ભાગ નીચો પ્રદેશ છે.

**પહાડો**—હાલા, વિંધ્યાચળ અને સાતપુડા, સહ્યાદ્રિકે પશ્ચિમઘાટ.

---

+ઉચ્ચ પ્રદેશ—દરીઆની સપાટીથી ઘણી ઉંચી જમીન હોય તે ઉચ્ચ પ્રદેશ કહેવાય છે.

**શિખર**—મહાબળેશ્વર ને માથેરાન.

**નદીઓ**—સિંધુ, નર્મદા, તાપી, ગોદાવરી ને કૃષ્ણા.

**ધોધ**—+સુરપાણનો (નર્મદા નદીનો), ગેરસપ્પાનો (શીરાવતી નદીનો.

**અખાત**—કચ્છનો ને ખંભાતનો.

**બંદર**—મુંબઇ, કરાંચી ને કારવાડ.

**હવા**—સિંધમાં તાપ વધારે, ગુજરાત ને બાકીના ભાગમાં તાપ સાધારણ પડે છે.

**વરસાદ**—સિંધમાં તદ્દન ઓછો, કચ્છમાં થોડો, ને મહારાષ્ટ્રના પૂર્વ ભાગમાં સામાન્ય ને કોંકણ ને કાનડામાં ઘણો વરસાદ પડે છે. ( સહ્યાદ્રિ પર્વત ને અરબી સમુદ્ર વચ્ચેનો ભાગ કોંકણ કહેવાય છે.)

**જંગલ**—જ્યાં જ્યાં ડુંગરો હોય છે ત્યાં ત્યાં જંગલો વિશેષ છે. ગીરનું, પંચમહાલનું, ખાનદેશનું ને ઘાટનું જંગલ જાણવા જેવાં છે.

**વખણાતાં જનાવરો**—ગીરમાં સિંહ, સિંધમાં ઊંટ ને ખચ્ચર, કાઠિઆવાડમાં ઘોડા, ને કડી પ્રાંતમાં બળદ વખણાય છે.

**વસ્તી**—ગાયકવાડી રાજ્ય બાદ કરતાં સાડાત્રણ કરોડ માણસની વસ્તી છે.

**ધર્મ**—હિંદુ, મુસલમાની, જરથોસ્ત, જૈન, ખ્રિસ્તી.

**ભાષા**—સિંધી, કચ્છી, ગુજરાતી, મરાઠી ને કાનડી.

**ધંધા**—ખેતી, કારીગરી, મજુરી, વેપાર ને ખાનગી નોકરીઓ

**ખનીજ**—કાઠિઆવાડમાંથી પત્થર ધારવાડમાંથી સોનુ રા-

+**ધોધ**—ઉંચેથી પાણી નીચે પડે તેને ધોધ કહે છે.

જપીંપળામાંથી અકીક, આરાસુરમાંથી આરસ ને દરીઆના ને કુવાના પાણીમાંથી મીઠું.

**ખેતીની પેદાશ**—ઘઉં, ડાંગર, બાજરી, કઠોળ, જુવાર, તલ, સરસવ, એરંડી, શેરડી વગેરે.

ઘઉં—ઉત્તર. મધ્ય ને દક્ષિણ વિભાગની કાળી જમીનમાં.

કપાસ—ઉત્તર, મધ્ય ને દક્ષિણ વિભાગની કાળી જમીનમાં ભરૂચ જિલ્લો કપાસનો જીલ્લો કહેવાય છે.

તમાકુ—ખેડા જિલ્લામાં મકાઈ—પંચમહાલ જિલ્લામાં.

ડાંગર—કોંકણ ને કાનડાની પહાડી ને વરસાદવાળી જગામાં

નાળિએર—કોંકણ ને કાનડાની દરીઆ કિનારાની જમીનમાં.

દીપ—સિંધમાં વરસાદ પડતો નથી પરંતુ સિંધુ નદીને લીધે પુષ્કળ પાક થાય છે ને ત્યાં ઘઊં, બાજરી, જુવાર, ડાંગરને કપાસ વધારે થાય છે.

**હુન્નરી પેદાશ**—

સુતરાઉ કાપડ—મુંબાઈ ને અમદાવાદમાં.

રેશમી કાપડ—સુરત. અમદાવાદ નો પુનામાં.

કસબી કાપડ—અમદાવાદ ને સુરતમ.

સોનારૂપાનું કામ—કચ્છ ને સિંધમાં.

તાંબાપિતળનું કામ—નાશક ને પુનામાં.

**રેલવે લાઇન**—મુખ્ય રેલવ ત્રણ છે.

૧ બોમ્બે. બરોડા એન્ડ સેંટ્રલ ઇંડિઆ રેલવે.

૨ ગ્રેટ ઇંડિયન પેનિન્સ્યુલર રેલવે.

૩ સધર્ન મરાઠા રેલ્વે.

નાની રેલવે લાઇનો ઘણી છે.

**નિકાસ**—અનાજ, રૂ, તેલીબીઆં, ચામડાં વગેરે.

**આયાત**—લોખંડનો સામાન; ખાંડ; સુતરાઉ, રેશમી ને ઉનનું કાપડ; કેરોસીન, કોલસા, કાચ, દવા, વગેરે.

**રાજ્યતંત્ર**—આખા ઈલાકાના ઉપરી ગવર્નર સાહેબ છે. તેની નીમણુક નામદાર શહેનશાહના હુકમથી થાય છે. ગવર્નર સાહેબને મદદ કરવા બે મંડળી છે—તેમાંનું એક ઇલાકાનો કારભાર ચલાવનારૂં ને બીજું કાયદા કાનુન બાંધનારૂં, કારભાર ચલાવનારા મંડળમાં ગવર્નર સાહેબ ને બીજા ૪ સભાસદ હોય છે. તે મંડળ મુંબઇ સરકાર કહેવાય છે. કાયદા બાંધનારા મંડળમાં એ ૪ સિવાય બીજા ૪૪ સભાસદ હોય છે. એટલે એકંદર ૪૮ સભાસદો છે. ગવર્નર સાહેબના હાથ નીચે ખાલસા ભાગોનો વહીવટ કરનાર પાંચ કમિશનરો ને દેશી રાજ્યો પર દેખરેખ રાખનાર ત્રણ એજંટો મળી કુલ ૮ મોટા અમલદારો છે.

**દેશી રાજ્યો**—તેના બે પ્રકાર છે—**હિંદી સરકારના કાબુ હેઠળનાં** (વડોદરા) **ને મુંબઈ સરકારની દેખરેખ નીચેનાં.**

મુંબઈ સરકારની દેખરેખ નીચેનાં રાજ્યોના બે પ્રકાર છે—**મુંબઇ સરકારની સીધી દેખરેખ નીચેનાં** (કચ્છ, કાઠિઆવાડ ને કોલ્હાપુર) **ને કમિશનરોની દેખરેખ નીચેનાં.**

**ખાલસા મુલકના વિભાગ.**

| | | |
|---|---|---|
| ૧ ઉત્તર વિભાગ | મુખ્ય શહેર | અહમદાવાદ |
| ૨ સિંધ વિભાગ | ,, | કરાંચી |
| ૩ મુંબઇ વિભાગ | ,, | મુંબઇ |
| ૪ મધ્ય વિભાગ | ,, | પુના |
| ૫ દક્ષિણ વિભાગ | ,, | બેલગામ |

## ઉત્તર વિભાગ અને ગુજરાત.

ઉત્તર વિભાગ—તેના ભાગ નીચે મુજબ છે.

| ખાલસા મુલક. | દેશી રાજ્યો. |
|---|---|
| ૧ અમદાવાદ જિલ્લો | ૧ પાલનપુર એજન્સી. |
| ૨ ખેડા ,, | ૨ મહીકાંઠા ,, |
| ૩ પંચમહાલ ,, | ૩ રેવાકાંઠા ,, |
| ૪ ભરૂચ ,, | ૪ સુરત ,, |
| ૫ સુરત ,, | ૫ ખંભાત સંસ્થાન |
| ૬ થાણા ,, | ૬ જવ્હાર સંસ્થાન |

ગુજરાત—થાણા જિલ્લા સિવાયનો બધો ઉત્તર વિભાગ, ગાયકવાડનો મુલક તથા કાઠિઆવાડ એજન્સિ એટલો મુલક મળીને ગુજરાત પ્રાંત થાય છે.

**( ગુજરાતની ભુગોળ ત્રીજા ધોરણમાં શીખી ગયાં છે.)**

### કચ્છ.

કચ્છનો અર્થ દરીઆકાંઠાની ભૂમિ થાય છે. તેના રાજકર્તા રાવ કહેવાય છે. તે જાડેજા રજપુત છે તેની દક્ષિણે દરીઓ છે ને બાકીની બધી બાજુ રેતીનું રણ છે. તે કચ્છનું રણ કહેવાય છે.

ઉદ્યોગ—ભૂજનું કસબી ને હીરનું ભરતકામ વખણાય છે. વળી ત્યાં સોનારૂપાનાં વાસણોપર નકશી કામ સારૂં થાય છે.

જાણવા લાયક સ્થળો—ભુજ રાજધાનીનું શહેર છે. માંડવી એ મોટું બંદર છે, કંથકોટ કિલ્લાને માટે પ્રખ્યાત છે.

હકીકત—ભુજમાં પોલિટિકલ એજંટ રહે છે, કચ્છમાં વરસાદ

બહુ પડતો નથી તેથી બાજરી, કઠોળ વગેરે ધાન્ય થાય છે. લોકો સાહસિક ને મોટા વેપારી છે.

## સિંધ.

આ પ્રાંતમાં સિંધુ નદી આવવાથી તેનું નામ સિંધ પડ્યું છે.

**પર્વત**—હાલા.

**નદી**—સિંધુ તે મુંબઇ ઇલાકામાં સૌથી મોટી નદી છે. તે લગભગ ૨૦૦૦ માઇલ લાંબી છે. તે હિમાલય પર્વતમાંથી નીકળે છે. તેની રેલના પાણીથી સિંધમાં પાક થાય છે.

**આબોહવા**—વરસાદ થોડો પડે છે. તાપ વિશેષ પડે છે.

**વનસ્પતિ**—જંગલ નથી. બાવળ પુષ્કળ થાય છે.

**મુખ્ય પાક**—ડાંગર, જુવાર, બાજરી, ઘઉં, મગ, કપાસ, તેલીબીઆં. વગેરે

**ઉદ્યોગ**—શેતરંજી બનાવવાનો.

**ભાગ**—કરાંચી જિલ્લો, હૈદ્રાબાદજિલ્લો, થર ને પારકર જિલ્લો સક્કર જિલ્લો, લારખાના જિલ્લો ને સિંધનો ઉપરનો સરહદનો મુલક દેશી રાજ્ય ખૈરપુર છે.

**જાણવા લાયક સ્થળ**—**કરાંચી**—સિંધના કમિશનરનું મુખ્ય સ્થળ છે. તે આ ઇલાકામાં બીજા નંબરનું બંદર છે. ત્યાંથી અનાજ, રૂ ને ચામડાં પરદેશ જાય છે. ઠઠ્ઠ ઐતિહાસિક શહેર છે.

**હૈદરાબાદ**—ત્યાં રૂપાનું ને લાખનું કામ ઉત્તમ થાય છે.

**ઉમરકોટ**—થરને પારકર જીલ્લાનું મુખ્ય શહેર છે. ત્યાં ઇ. સ. ૧૫૪૨ માં અકબર બાદશાહનો જન્મ થયો હતો.

**સક્કર**—સિંધ નદીપર સક્કર જિલ્લાનું મુખ્ય શહેર છે.

**શિકારપુર**—શેતરંજી માટે પ્રખ્યાત છે. **લારખાના** ત્યાં બાગ બગીચા પુષ્કળ છે. **સેવાન** ત્યાં સિકંદરબાદશાહના વખતનો કિલ્લો છે. **જેકોબાબાદ**—જેકબ સાહેબના નામ પરથી એ નામ પડયું છે. તે ઉપલા સરહદના મુલકનું મુખ્ય શહેર છે.

**ખેરપુર**—ત્યાંના રાજકર્તા અમીર કહેવાય છે.

## મુંબઈ વિભાગ.

મુંબઈ શહેર મોટું ને જબરૂં બંદર હોવાથી તેને જુદો વિભાગ ગણ્યો છે ને તેને માટે ખાસ જુદો કમિશ્નર રહે છે. મુંબઈ બેટ પર વસેલું છે. મુંબાદેવીના નામ પરથી મુંબઈ નામ પડયું છે.

**ઇતિહાસ**—આ બેટ ૧૬૬૮ માં કંપનિ સરકારને મળ્યો ત્યારે તેમાં નાના નાના ૭ બેટ હતા. તે બધા કાદવકીચડથી ભરેલા રહેતા ને તેમાં માત્ર માછી મારોનીજ વસ્તી હતી. કંપનિ સરકારના હાથમાં આવ્યા પછી તે કંપનિ સરકારે સુરતથી વખાર ફેરવી ત્યાં કરવાથી તેની આબાદી વધવા લાગી. અત્યારે તે દુનિયાનાં મોટાં શહેરોમાંનું અને ઉત્તમ બંદરોમાંનું એક ગણાય છે. બધા બેટો વચ્ચેનો પાણીનો ભાગ પૂરીને સરકારે એકબેટ બનાવી દીધો છે.

**વિસ્તાર**-મુંબઇ બેટ ૧૧॥ માઇલ લાંબો ને ૪ માઇલ પહોળો ત્રિકોણાકારે છે. બેટના પૂર્વ ભાગમાં બારૂં છે. તેનો ૫ થી ૭ ચોરસ માઇલ છે તે બારૂં ઘણુંજ સુરક્ષિત છે. બારામાં કેટલાક બેટ છે. તેમાં **ધારાપુરી** નામે બેટ ડુંગરમાંથી કોતરી કાઢેલાં દહેરાં માટે પ્રખ્યાત છે.

**અખાત**—બેક બે તે પશ્ચિમ તરફ છે.

કોટ—એક બે ને બારાની વચ્ચેની ઉંચી જમીન કોટ કહેવાય છે તે ભાગમાં દુનિયાના મોટા મોટા શાહુકારોની પેઢીઓ, ન્યાય, ટપાલ, તાર વસુલાત વગેરે ખાતાંની ઓફિસો છે.

**વસ્તી**—લગભગ ૧૦ લાખ માણસની છે.

ઉદ્યોગ—પુષ્કળ છે. કાપડ વણવા તથા સુતર કાંતવાના ૮૫ કરતાં વધાર સંચા છે.

વેપાર—કરોડો રૂપીઆનો માલ આ બંદરેથી પરદેશ જાય છે ને પરદેશથી આ બંદરે આવે છે.

જોવાલાયક સ્થળો—શાકમાર્કીટ, ટંકશાળ, ટાઉનહોલ, બોરી-બંદર સ્ટેશન, રાજાબાઈ ટાવર, સરકારી ઓફિસો, દીવાદાંડી, વિક્ટો-રિઆબાગ ને સંગ્રહસ્થાન વગેરે.

## મધ્ય વિભાગ.

મુંબઈની પૂર્વમાં આ વિભાગ આવેલો છે. સહ્યાદ્રિ પર્વતના બોરઘાટ ને થળઘાટને× રસ્તે આ વિભાગમાં જવાય છે.

**પર્વત**—સહ્યાદ્રિ કે પશ્ચિમઘાટ તથા ચાંદવડ સાત માળા કે

×પહાડમાં થઈને જવા આવવાના માર્ગને ઘાટ કહે છે.

અજિંટામાં જુના વખતની બૌદ્ધધર્મની ગુફાઓ જોવા લાયક છે.

શિખર—મહાબળેશ્વર ને મેથેરાન.

નદીઓ—ગોદાવરી, કૃષ્ણા, ભીમા, નીરા, સીના ને વાર્ણા.

આબોહવા—હવા સુકી છે. તાપ વધારે પડે છે, ને વરસાદ ઓછો પડે છે.

---

*વહાણો સહીસલામત રહી શકે તેવો પાણીનો ભાગ તે બારૂ કહેવાય છે.

**લોકો**—દક્ષિણી. **ભાષા**—મરાઠી.

**પેદાશ**—જુવાર, બાજરી. ઘઉં તેલી બીઆં ને રૂ.

**હુન્નર**—યેવલામાં હાથથી વણેલું કાપડ બને છે. પુના ને નાશકમાં તાંબાપિત્તળનાં વાસણો બને છે, અહમદનગરમાં સાડી બને છે. કેટલેક ઠેકાણે કાગળ ને ધાબળી બને છે.

**રેલ્વે**— જી. આઇ. પી. રેલવે–તેના બે ફાંટા છે. એક કલ્યાણથી નાશક તરફ ને બીજો કલ્યાણથી પુના તરફ છે.

| | | | |
|---|---|---|---|
| **જિલ્લા**–૧ પશ્ચિમખાનદેશ જિલ્લો | | મુખ્ય શહેર | ધુળીઆ |
| ૨ પૂર્વ ખાનદેશ | ,, | ,, | જલગામ |
| ૩ નાશક | ,, | ,, | નાશક |
| ૪ અહમદનગર | ,, | ,, | અહમદનગર |
| ૫ સતારા | ,, | ,, | સતારા |
| ૬ સોલાપુર | ,, | ,, | સોલાપુર |

**પશ્ચિમ ખાનદેશ જિલ્લો શહેરો**—ધુળીઆ, નંદરબાર ને પીંપળનેર. ધુળીઆ અળસી ને રૂના વેપાર માટે પ્રખ્યાત છે.

**પુર્વ ખાનદેશ જિલ્લો** શહેરો–જળગામ ને ભુસાવળ જળગામ રૂ, તલ તથા અળસીના વેપાર માટે પ્રખ્યાત છે.

**નાશક જિલ્લો–શહેરો–નાશક, દેવલાલી, ત્ર્યંબક, સિન્નર,** **નાશક**, ગોદાવરી નદીના જમણા કિનારાપર આવેલું જાત્રાનું સ્થળ છે, તેને સામે કિનારે પંચવટી નામનું પવિત્ર સ્થળ છે. **ત્ર્યંબક**, ગોદાવરીના મૂળ પાસે હોવાથી મોટું જાત્રાનું ધામ છે. **સિન્નર**, શેરડી, પાન, કેળાં વગેરે માટે પ્રખ્યાત છે.

**અહમદનગર જિલ્લો—શહેરો, અહમદનગર ને ખર્ડા,**

**અહમદનગરમાં** ચાંદબીબી નામે પ્રખ્યાત બાઈ થઇ ગઇ છે. **ખર્ડા** ત્યાં આગળ ૧૭૯૫ માં પેશ્વા ને નિઝામ વચ્ચે લડાઇ થઇ હતી તેમાં નિઝામ હારી ગયો હતો આ લડાઇ કુર્ડલાની લડાઇ પણ કહેવાય છે.

**પુના જિલ્લો—શહેરો, પુના, ખડકી, ને લોણાવલા.** **પુના**, આ જિલ્લાનું ને મધ્યવિભાગનું મુખ્ય શહેર છે. મધ્યવિભાગના કમિશનરનો મુકામ અહીં છે. ઉપરાંત ચોમાસામાં ચારમાસ ગવર્નર સાહેબ પણ આ શહેરમાં રહે છે. **પુના** પેશ્વા સરકારની રાજધાની હતું તે ૧૮૧૮ માં અંગ્રેજ સરકારને હાથ આવ્યું છે. પુનાની હવા ઘણી સારી છે. **ખડકી**, ત્યાં ૧૮૧૭ માં પેશ્વા ને અંગ્રેજ વચ્ચે લડાઇ થઇ હતી. **લોણાવલા**, ત્યાંથી થોડે દૂર ડુંગરોમાં કોતરી કાઢેલી જુની ગુફાઓ જેવા જેવી છે. તે ગુફા કાર્લીની ગુફાઓ કહેવાય છે.

**સતારા જિલ્લો—શહેરો, સતારા, મહાબળેશ્વર, સતારા,** સત્તર કોટ ને દરવાજા હોવાથી સતારા નામ પડયું છે. સતારામાં શિવાજીના વંશજોની ગાદી હતી. તે ૧૮૪૮ માં અંગ્રેજ સરકારના હાથમાં આવ્યું. મહાબળેશ્વર, તે સહ્યાદ્રિ પર્વતના શિખર પર દરીઆની સપાટીથી ૫૦૦૦ ફુટ ઉંચુ છે. તેથી ત્યાંની હવા ઉનાળામાં પણ ઠંડી રહે છે એટલે ઉનાળામાં મુંબઇના ગવર્નર સાહેબ ત્યાં મુકામ કરે છે. મહાબળેશ્વર ને તેની આસપાસના ભાગમાં પુષ્કળ વરસાદ પડે છે.

**સોલાપુર જિલ્લો—શહેરો—સોલાપુર, બાર્સી ને પંઢરપુર, સોલાપુર**—ત્યાં દેશી લુગડાં સારાં બને છે ને રનું મોટું મથક છે, **બાર્સી**, તે કપાસ ને તેલીબીઆંના વેપાર માટે પ્રખ્યાત છે.

**પંઢરપુર** તે વિઠલનાથજી કે વિઠોબાનું મોટું ધામ છે. દક્ષિણમાં આ મોટું જાત્રાનું સ્થળ છે. ત્યાં તપખીર, અગરબત્તી ને હાળીઆ સારા બને છે.

## નાનાં દેશી રાજ્યો.

**મહેવાસી પરગણાં**—પશ્ચિમ ખાનદેશ જિલ્લાની પશ્ચિમે નર્મદા ને તાપી વચ્ચે છે. વસ્તી ભીલ લોકોની છે. પેદાશ જંગલની છે.

**સુરગાણાનો મુલક**—સહ્યાદ્રિ પર્વતની પશ્ચિમે ડાંગના મુલકની દક્ષિણે છે જમીન પહાડી છે. નાશકના કલેક્ટરની દેખરેખ નીચે છે, પેદાશ જંગલની છે.

**સતારા જાગીર**—સતારાના રાજાને તાબે હતી માટે સતારા જાગીર કહેવાય છે, તેમાં ભોર ફલટણ, ઔંધ ને અકલકોટ સંસ્થાન છે.

**ભોર**—જાગીરદાર પંતસચિવ કહેવાય છે તે જાતે બ્રાહ્મણ છે, પુનાના કલેક્ટરની દેખરેખ નીચે છે.

**ઔંધ**—જાગીરદાર પંતપ્રતિનિધિ કહેવાય છે. જાતે બ્રાહ્મણ છે. સતારાના કલેકટરની દેખરેખ નીચે છે.

**ફલટણ**—જાગીરદાર નીંવાલકર કહેવાય છે. જાતે રજપુત છે. સતારાના કલેકટરની દેખરેખ નીચે છે.

**અકલકોટ સંસ્થાન**—રાજા ભોંસલે કુટુંબનો મરાઠા છે. શોલાપુર જિલ્લાના કલેકટરની દેખરેખ નીચે છે.

## દક્ષિણ વિભાગ.

મધ્યવિભાગની દક્ષિણનો ભાગ તથા સહ્યાદ્રિપર્વતને અરબી સમુદ્રની વચ્ચે આવેલા બે જિલ્લા (રત્નાગિરિ ને કોલાબા) દક્ષિણ વિભાગ કહેવાય છે,

રેલવે–૧ સધર્ન મરાઠા રેલવે ૨ વેસ્ટ ઇંડિઆ પોર્ટુગીઝ રેલવે

આબોહવા—પશ્ચિમના જિલ્લાઓની હવા ભેજવાળી છે તેથી તેમાં પુષ્કળ વરસાદ પડે છે. પૂર્વ તરફના જિલ્લાની હવા કંઇક સુકી છે.

જમીન–પશ્ચિમ ભાગમાં પહાડી જમીન છે પણ પૂર્વ ભાગમાં કાળી ફળદ્રુપ જમીન છે. તેમાં કપાસ પુષ્કળ થાય છે.

પહાડ—સહ્યાદ્રિ.

નદી—ભીમા, કૃષ્ણા. ડોણ, ઘટપ્રભા, મલપ્રભા, તુંગભદ્રા ને શિરાવતી

જંગલ–કોલાબા, રત્નાગિરિ ને બેલગામ જિલ્લામાં મોટા જંગલો છે.

ખેતીની પેદાશ—દરીઆ કિનારે ડાંગર પુષ્કળ થાય છે. વળી નાળિએર ને સોપારી પણ ઘણાં થાય છે. બેલગામ ને ધારવાડ તરફ રૂ, જુવાર વગેરે થાય છે. કાનડા જિલ્લામાં એલચી થાય છે.

હુન્નર—ને ધંધો કાથાના દોરડાં વણવાનો, સાડડી ગુંથવાનો, કાચની બંગડી બનાવવાનો, દેશી કાપડ વણવાનો, તેલ કાઢવાનો, માછલાં પકડવાનો, મીઠું પકવવાનો, ખેતીનો વગેરે.

બંદરો—મઝીગાગ, રત્નાગિરિ, માલવણ, વેંગુર્લા, કારવાર, અંકોલ, કુમટા ને હોનાવર આ બંદરોમાં સૌથી મોટું કારવાર છે,

ખનીજ—ધારવાડ જિલ્લામાંથી સોનું નીકળે છે.

જિલ્લા—૭ જિલ્લા છે.

| | | |
|---|---|---|
| ૧ વિજાપુર જીલ્લો | મુખ્ય શહેર | વિજાપુર. |
| ૨ બેલગામ ” | ” | બેલગામ, |
| ૩ ધારવાડ ” | ” | ધારવાડ |
| ૪ કાનડા ” | ” | કારવાર |

| | | |
|---|---|---|
| ૫ રત્નાગિરિ " | " | રત્નાગિરિ |
| ૬ કોલાબા " | " | અલીબાગ |

**વિજાપુર જીલ્લો**—મુખ્યપાક કપાસ ને જુવાર છે. **શહેરો વિજાપુર. ને તાલીકોટ.** વિજાપુર, જિલ્લાનું મુખ્ય શહેર છે ત્યાંનો રોજો જોવા જેવો છે. તાલીકોટ, ત્યાં ૧૫૬૫ માં મોટી લડાઇ થઈ હતી.

**બેલગામ જીલ્લો—શહેરો બેલગામ ગોકાક ને અથણી બેલગામ,** જિલ્લાનું ને દક્ષિણ વિભાગનું મુખ્ય શહેર છે. દક્ષિણ વિભાગના કમિશનર સાહેબનો મુકામ અહીં છે. તેમજ લશ્કરી છાવણી પણ છે. તેનું મૂળનામ વેણુગ્રામ છે કેમકે ત્યાં વેણુ ( વાંસ ) પુષ્કળ થાય છે. ગોકાકમાં રમકડાં સારાં થાય છે. અથણી, ધાબળાને સુરાખાર માટે જાણીતું છે.

**ધારવાડ જિલ્લો—શહેરો-ધારવાડ ને હુબળી** આ બંને શહેરો રૂના વેપારનાં મોટાં મથક છે.

**કાનડા જિલ્લો**—મુખ્ય પાક ડાંગર છે ઉપરાંત એલચી, નાળિએર, સોપારી વગેરે પુષ્કળ થાય છે. વરસાદ ઘણો પડે છે. **શહેરો કારવાર હોનાવર ને ગોકર્ણ** છે. કારવાર તે મોટું બંદર છે નજીકનો ગેરસપ્પાનો ધોધ જોવા જેવો છે. ગોકર્ણ જાત્રાનું ધામ છે.

**રત્નાગિરિ જિલ્લો**—આ જિલ્લામાં વરસાદ બહુ પડે છે તેથી ડાંગર પુષ્કળ થાય છે. સિવાય નાળિએર ને સોપારીપણ પુષ્કળ થાય છે, દાપોલી, ખેડ, સંગમેશ્વર ને રાજાપુરમાં ઊનાપાણીના ઝરા છે. **શહેરો રત્નાગિરિ માલવણ ને વેંગુર્લા** એ ત્રણે બંદરો છે. વેંગુર્લામાં કાજુ પુષ્કળ થાય છે.

**કોલાબા જિલ્લો**—આ જિલ્લામાં વરસાદ બહુ પડે છે તેથી ડાંગર પુષ્કળ થાય છે. કિનારાના લોકો માછલાં પકડે છે તથા મીઠું પકવે છે. **શાહેરો અલીબાગ, ઉરણ, મહાડ, મેથેરાન, ચેઉલ. મેથેરાન** તે હવાખાવાનું સ્થળ છે. **ચેઉલમાંથી** પુષ્કળ પાન આવે છે.

## દેશીરાજ્યો.

**કોલ્હાપુર, દક્ષિણ મરાઠા જાંગીર, બીજાં નાનાં રાજ્યો.**

**કોલ્હાપુર**--દક્ષિણ વિભાગમાં આ મોટું દેશી રાજ્ય છે. રાજા મરાઠા છે. તે શિવાજીના નાના પુત્રના વંશજો છે. કોલ્હાપુરમાં પોલિટિકલ એજંટ રહે છે.

**દક્ષિણ મરાઠા જાગીર**--**સાંગલી, મીરજવડી શાખા. મીરજનાનીશાખા કુરૂંદવાડ વડી શાખા, કુરૂંદવાડ નાની શાખા જમાખંડી, મુધોળ ને રામદુર્ગ.** આમાંની પહેલી ૭ પટવર્ધન નામના બ્રાહ્મણોની છે. મુધોળ ભોંસલે કુટુંબના ઘોરપડે કુળની ને રામદુર્ગ ભાવે વંશના બ્રાહ્મણની છે. મીરજ, સારંગી, તંબુરા વગેરે વાજીંત્રોને માટે પ્રખ્યાત છે.

**બીજાં નાનાં રાજ્યો**—**જત ને ડફલાપુર, સાવનુર, સાંવતવાડી ને જંજીરા** જત ને ડફલાપુરના જાગીરદાર મરાઠા છે, સાવનુર મુસલમાની સંસ્થાન છે, સાંવતવાડી ભોંસલે કુળના મરાઠાના તાબામાં છે, જંજીરા સીદી મુસલમાનનું રાજ્ય છે સાંવતવાડી સંસ્થાનમાં લાખથી રંગેલા લાકડાનું કામ ઘણું સારૂં થાય છે. જંજીરાનો અર્થ બેટ થાય છે.

**મુંબઈના ગવર્નર સાહેબના તાબાનાં અરબસ્તાનમાંના સંસ્થાન—એડન, પીરમ ને સોકોટ્રા.**

**એડન**—અરબસ્તાનના નૈઋત્ય ખુણામાં બંદર છે, છે મુંબઈથી ૧૬૬૪ માઇલ દૂર છે. ત્યાં વહાણોના રક્ષણાર્થે લશ્કર રહે છે એડનમાં તાપ બહુ પડે છે. વરસાદ નહિ જેવોજ પડે છે. ત્યાં બુંદ પુષ્કળ થાય છે. પેરિમ બેટ છે. સોકોટ્રા પણ બેટ છે. સોકોટ્રાનો એળીઓ વખણાય છે.

## ફિરંગીનું સ્વતંત્ર સંસ્થાન

આ સંસ્થાન પોર્ટુગલના પોર્ટુગીઝ લોકોનું છે. ત્યાં પોર્ટુગીઝ ગવર્નરજનરલ રહે છે. આ સંસ્થાન અંગ્રેજ સરકારને તાબે નથી પરંતુ સ્વતંત્ર છે. તે સરકારનું મિત્ર રાજ્ય કહેવાય છે. આપણા ઇલાકામાં દીવ દમણ ને ગોવા પોર્ટુગીઝનાં છે તે ગોવા મુખ્ય શહેર છે. ગોવાનું બીજું નામ પાંજિમ છે. ગોવાની મુખ્ય પેદાશ ડાંગર, નાળિએર ને મીઠું છે.

## હિંદનું સામાન્ય વર્ણન

**દેશ**—આપણા ઇલાકા જેવા ઘણા ઇલાકા ને પ્રાંતો મળીને જે મોટો મુલક થાય તે દેશ કહેવાય છે. આપણો દેશ હિંદુસ્તાન છે. આખા હિંદના વડા અધિકારી ગવર્નર જનરલ ને વાયસરાય (રાજાના પ્રતિનિધિ) કહેવાય છે. તે આપણા શહેનશાહના પ્રતિનિધિ તેની વતી રાજ્ય ચલાવનાર) છે.

**હિંદુસ્તાન નામ પાડવાનું કારણ**—આર્ય લોકો પ્રથમ સિંધુ નદીને કાંઠે આવીને વસ્યા તે પરથી સિન્ધવ કહેવાતા પછીથી હિંદુ કહેવાવા લાગ્યા ને તે પરથી તેના મુલકનું નામ હિંદુસ્તાન પડ્યું.

**સીમા**—ઉત્તરે હિમાલય, કારાકોરમ ને હિંદુકુશ પર્વતઃ પશ્ચિમે—અફઘાનિસ્તાન, ઇરાનના પહાડી પ્રદેશો ને અરબીસમુદ્ર,

દક્ષિણે—હિંદીમહાસાગર,
પૂર્વે—ચીન, હિંદીચીન ને બંગાળાનો ઉપસાગર.

**ક્ષેત્રફળને વિસ્તાર**—૧૮૦૦૦૦૦ ચો. માઈલ એટલે મુંબઈ ઇલાકાથી દશગણું, બ્રાટીશ સામ્રાજ્યનો છઠ્ઠો ભાગ ને ઈંગ્લાંડને વેલ્સ કરતાં ૩૫ ગણું છે. ઉત્તર દક્ષિણ લંબાઈ ૨૦૦૦ માઇલ ને પૂર્વ પશ્ચિમ પહોળાઇ ૨૫૦૦ માઈલ છે.

**ઉચ્ચ પ્રદેશ**—દક્ષિણનો ઉચ્ચ પ્રદેશ, માળવાનો ઉચ્ચ પ્રદેશ.
**મેદાન**—સિંધુ ને ગંગાનો પ્રદેશ.
રણ—મારવાડનું. કચ્છનું ને પારકરનું.
નીચોપ્રદેશ—દરીઆ કિનારાની જમીન.

પર્વતો—હિમાલય, શિવાલીક, કારાકોરમ, હિંદુકુશ; સુલેમાન હાલા, અરવલ્લી, સાતપુડા, વિંધ્યાચલ, પશ્ચિમઘાટ, પૂર્વઘાટ, નીલગીરિ અનમલાઇ, કારડેમમ, પાલની, પતકોઇ, નાગા, ખાસ્યા, ને ગારો.

શિખર—ગૌરીશંકર અથવા એવરેસ્ટ, ધવલગિરિ, કાંચનગંગા કૈલાસ, ગંગોત્રી, જમ્નોત્રી, ડાપસિંગ, તખતે સુલેમાન, આબુ. મહાબળેશ્વર ને દોદાબેટા.

ઘાટ—બોલનઘાટ, ખૈબરઘાટ, કારાકોરમઘાટ ને જેલાપલાઘાટ.

**નદીઓ**—સિંધુ, ( ૨૦૦૦માઈલ ) તે હિમાલય પર્વતમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે, તેને માર્ગમાં જમણીબાજુએ કાબુલ ને ડાબી બાજુએ જેલમ, ચિનાબ, રાવી ને સતલજ નદી મળે છે.

ગંગા—(૧૫૦૦ માઇલ) તે હિમાલય પર્વતમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે. મુખ આગળ તેના ઘણા ફાંટા થાય છે. પૂર્વનો ફાંટો પદ્મા કે પાડા કહેવાય છે ને પશ્ચિમનો શરો ભા-

ગેરથી કહેવાય છે. મુખ આગળ ભાગેરથીનું નામ હુગલી છે. ફાંટાની વચમાની જગા સુંદરવન કહેવાય છે, ગંગાને માર્ગમાં જમના, ગોગ્રા રામગંગા, ગોમતી, ગંડકી, કુશી, શોણ વગેરે નદીઓ મળે છે. જમના ગંગાને મળનારી નદીઓમાં મોટી છે. તે જમ્નોત્રી શિખરમાંથી નીકળી અલહાબાદ આગળ ગંગાને મળે છે જમનાની શાખા નદીઓ ચંબળ ને બટવા છે. ગંગા નદી પવિત્રમાં પવિત્ર નદી કહેવાય છે. ને તેને કાંઠે મોટાં શહેરો છે.

૩ **બ્રહ્મપુત્રા** (૧૮૦૦માઇલ) હિમાલયમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે. તેનું બીજું નામ સાંપુ છે. મુખથી કેટલેક દુર તેના બે ફાંટા થાય છે, પશ્ચિમનો ફાંટો જમના ને પૂર્વનો બ્રહ્મપુત્રા કહેવાય છે. બીજા ફાંટાને સુરમા નદી મળી છે ને પછી તેનું નામ મેઘના પડે છે. મુખ આગળ તેનો પટ ૨૦ માઇલ પહોળો છે.

૪ **નર્મદા** (૮૦૦) ૫ **તાપી** (૪૦૦ તે બંને ખંભાતના અખાતને મળે છે.

૬ **મહિ** (૫૨૦) તે પૂર્વઘાટના ડુંગરોમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે.

૭ **ગોદાવરી** (૯૦૦) તે પશ્ચિમઘાટના ડુંગરમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે રસ્તામાં તેને પેનગંગા, વાઇનગંગા, વર્ધા ને માંજરા નદીઓ મળે છે, તે ચારમાંની પહેલી ત્રણનું એકઠું પાણી પ્રાણહિના નદી કહેવાય છે.

૮ **કૃષ્ણા** (૮૦૦) તે પશ્ચિમઘાટના ડુંગરમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે. રસ્તામાં તેને ભીમા ને તુંગભદ્રા નામની નદીઓ મળે છે.

૯ **કાવેરી** તે પશ્ચિમઘાટના ડુંગરમાંથી નીકળી બંગાળાના ઉપ સાગરને મળે છે. તેમાં સિંવાસમુદ્ર આગળ ધોધ પડે છે તે ધોધની ઉંચાઇ ૪૩૦ ફુટ છે.

૧૦ **ઇરાવતી** (૧૦૦૦) તે બ્રહ્મદેશના ઉત્તર ભાગમાંથી નીકળી માર્તાબાનના અખાતને મળે છે. મુખ આગળ તેના બે ફાંટા થાય છે તે રંગુન ને બસીન નદીઓ કહેવાય છે.

૧૧ **સાલ્વીન** તે માર્ટાબાનના અખાતમાં પડે છે.

**સરોવર**—વુલર, સાંબર, કોલર, ચિલ્કાટ ને પુલીકટ તેમાંનાં વુલર ને કોલર મીઠાં ને બાકીનાં ખારાં છે.

**કિનારો**—૪૦૦૦ માઇલ લાંબો છે, ખાંચાવાળા બહુ નથી. પૂર્વ ભાગનું નામ કારો મંડળ (કિનારો ને પશ્ચિમ ભાગનું નામ મલબાર કિનારો છે.)

**અખાત**—કચ્છનો, ખંભાતનો, મનારનો, ને માર્ટાબાનનો.

**ઉપસાગર**—બંગાળાનો.

**ભૂશિર**—કન્યાકુમારી, પાળમાયરા, ને કેપ નિગ્રાઇસ.

**સામુદ્રધુની**—પાકની.

**બંદર**—કરાંચી, મુંબઇ, કારવાર, તુતિકોરિન, મદ્રાસ, કલકત્તા, ચિતેગાવ રંગુન ને મુલ્મેન.

**બેટ**—સિલોન, લક્ષદ્વીપ. માલદ્વીપ, અંદામાન, નિકોબાર, રામેશ્વર ને મેર્ગુઇદ્વીપસમુહ.

**આબોહવા—૧ ભેજવાળી અને શિયાળાં તથા ઉનાળાના ઉષ્ણતા માનમાં બહુ ફેર નહિ એવી.** આ જાતની હવા ત્રાવણકોર, મલબાર ને બ્રહ્મદેશના કિનારાપર જોવામાં આવે છે.

**૨ સુકીઅને શિઆળામાં અતિશય ઠંડી અને ઉનાળામાં અતિશય ગરમએવી.** આ જાતની હવા પંજાબ ને સિંધમાં જોવામાં આવે છે.

**૩ અતિશય વરસાદવાળી.** આસામના ઉંચા ડુંગરો ને કારવાર પાસેના ડુંગરોમાં આ જાતની હવા છે.

**ઋતુઓ**—શિઆળો, ઉનાળો ને ચોમાસું.

**વરસાદ**—આસ્માના ડુંગરના ચેરાપુંજીમાં વધારે વરસાદ પડેછે (૫૨૫ ઇંચ લગભગ) મહાબળેશ્વરપર તેથી ઓછો એટલે ૨૪૦ ઇંચ વરસાદ પડે છે. પંજાબ, સિંધ, રજપુતાના વગેરેમાં બહુ થોડો પડેછે.

**વનસ્પતિ**—સાગ મલબાર કિનારે ને બ્રહ્મદેશમાં પુષ્કળ થાયછે.

**નાળિએરી**--દરિઆકિનારે પુષ્કળ થાય છે. **સાગ ને દેવદાર** હિમાલય પર પુષ્કળ થાય છે. **સુખડ** મ્હૈસુરમાં થાય છે. **બ્રહ્મદેશમાં ઇંડિઆ રબરના** ઝાડ થાય છે.

**વસ્તી**—૩૧$\frac{1}{2}$ કરોડ માણસની છે, તે આખા બ્રિટીશ સામ્રાજ્યનો પોણોભાગ ને દુનિયાની વસ્તીનો છઠ્ઠો ભાગ છે. વસ્તીનો $\frac{4}{5}$ બ્રિટિશ ખાલસા મુલકમાં ને બાકી દેશી રાજ્યોમાં છે.

**ભાષા**--પ્રાંત પરત્વે જુદી જુદી ભાષાઓ બોલાય છે. **દેશની** સામાન્ય ભાષા હિંદી ને અંગ્રેજી છે.

**ધર્મો**—હિંદુ, મુસલમાની, બૌદ્ધ, જૈન, સીખ, પારસી, ને ખ્રિસ્તી.

**ધંધા**—ખેતી, કારીગરી, નોકરી, વેપાર વગેરે.

**ખનીજ**—કોયલા, લોખંડ, મીઠું, સોનું, કલાઈ, પત્થર, વગેરે.

**લોખંડ**—મદ્રાસ ને વિંધ્યની ખીણમાંથી.

સોનું—મ્હૈસુરમાંથી.

હીરા—ગોવળકોંડામાંથી.

માણેક—ઉપલા બ્રહ્મદેશમાંથી

અબરખ—છોટાનાગપુર ને બહારમાંથી.

પ્લમ્બેગો—ત્રાવણકોરમાંથી.

મેંગેનીઝ—મદ્રાસ ઇલાકામાંથી.

**ખેતી**—ડાંગર, રૂ, ઘઉં, શણ, ચાં તથા બીજું અનાજ.

ડાંગર—વરસાદવાળા ભાગોમાં.

રૂ—કાળી જમીનમાં.

ઘઉં—પંજાબ, ગુજરાત ને મધ્ય પ્રાંતોમાં.

શણ—બંગાળામાં.

ચા—આસામમાં.

**ઔષધ**—સિંકોના, અફીણ, ગાંજો, તમાકુ, ચા, ગુંદ વગેરે.

**વેપાર**—લગભગ ૪ અબજ રૂપીઆનો. (આવક જાવક મળીને)

**મુખ્ય નિકાસ**—રૂ, ચોખા, શણ, તેલીબીઆં, ઘઉં, ચા, લાખ, ઉન, ગુંદ ને ગળી.

**મુખ્યઆયાત**—સુતરાઉ કાપડ ને સુતર, ખાંડ, સાંચાકામ, ગરમ કાપડ, લોખંડનો સામાન, દારૂ, રેશમી કાપડ, રેલવેનો સામન, કાચ, રંગો, કાચું રેશમને મીઠું.

**વેપારના માર્ગો**—રેલ્વે, દરીઆ રસ્તો. નદીના માર્ગો.

મુખ્ય રેલવે—બી. બી. એન્ડ સી. આઇ, જી. આઇ. પી, સધર્ન મરાઠા, બી. એન્ડ; નોર્થ વેસ્ટર્ન વગેરેની રેલવેની લંબાઈ લગભગ ૩૫૦૦૦ માઈલ છે.

**ટેલિગ્રાફ ને પોષ્ટ**—તાર ને કાગળો મોકલવા માટે મોટાં ને નાનાં શહેરો વચ્ચે સવડ થઇ છે. તારનાં દોરડાંની લંબાઇ લગભગ ૨૫૦૦૦૦ માઇલ જેટલી છે.

**રાજ્યવહીવટ**—ઇંગ્લાંડના મહારાજા હિંદના શહેનશાહ છે તેમના હાથ નીચે એક પ્રધાન વિલાયતમાં હિંદનું કામ કરવા રહેછે તે હિંદીપ્રધાન કહેવાય છે. હિંદુસ્તાનમાં શહેનશાહનો પ્રતિનિધ દિલ્હીમાં રહે છે તે ગવર્નર જનરલ ને વાયસરોય કહેવાય છે. વાયસરોય તેની કારભારી મંડળથી વહીવટ ચલાવે છે તે મંડપમાં ૮ સભાસદ, લશ્કરી ખાતાનો વડો ને વાયસરૉય એમ ૧૦ જણ દેશને માટે કાયદા બાંધવા બીજુ મંડળ છે. તેમાં કારભારી મંડળીના સભાસદો ઉપરાંત બીજા ૬૦ સભાસદ હોય છે.

હિંદુસ્તાનના રાજ્યના ત્રણ પ્રકાર પડે છે. ૧ બ્રિટિશ ખાલસા મુલક, ૨ રક્ષિત રાજ્યો ને ૩ સ્વતંત્ર રાજ્ય, આમાના બ્રિટિશ ખાલસા મુલક ને રક્ષિત રાજ્યો મળીને હીંદી સામ્રાજ્ય કહેવાય છે ને તેના ઉપરી ઇંગ્લાંડના મહારાજા હિંદના સમ્રાટ્ કે શહેનશાહ કહેવાય છે. હિંદીશહેનશાહનો અમલ ચલાવવા માટે તેનાં પ્રાંતો ને ઇલાકા ઠરાવ્યા છે તે નીચે પ્રમાણે છે.

### ખાલશા મુલક.

૧ મુંબઇઇલાકો —મુંબઇ—વડો અધિકારી—ગવર્નર.
૨ મદ્રાસ ઇલાકો—મદ્રાસ— „ —ગવર્નર.
૩ બંગાળા ઇલાકો—કલકત્તા— „ —ગવર્નર.
૪ બહાર ને ઓરીસાનાપ્રાંતો—પટણા „ —લેફ્ટેનંટ ગવર્નર.
૫ સંયુક્ત પ્રાંત—અલાહબાદ— „ —

૬ પંજાબ પ્રાંત—લાહોર — ,, — ,,
૭ બ્રહ્મદેશ —રંગુન — ,, — ,,
૮ આસામ —સીલોંગ — ,, —ચીફકમીશનર.
૯ મધ્ય પ્રાંતો —નાગપુર — ,, — ,,
૧૦ વાવ્ય સરહદના પ્રાંત—પેશાવર—,, — ,,
૧૧ અજમેર —અજમેર — ,, — ,,
૧૨ કુર્ગ —મર્કિરા — ,, — ,,
૧૩ આંદામાનને નિકોબર—પોર્ટબ્લેર ,, — ,,
૧૪ બલુચિસ્તાન—ક્વેટા — ,, — ,,

ટીપ—ગવર્નર ને કારભારી મંડળ ને કાયદા બાંધનારૂં મંડળ હોય છે. લેફ્ટેનંટ ગવર્નરને માત્ર કાયદા બાંધનારૂંજ મંડળ હોય છે. ચીફકમિશનરને એમાંથી એકે મંડળ હોતું નથી.

## રક્ષિત દેશી રાજ્યો.

હિંદમાં ૮૦૦ ઉપરાંત દેશી રાજ્યો છે તેમાંનાં મોટાં દેશીરાજ્યોમાં દેખરેખ, રાખવાને તથા રાજાને સલાહ આપવાને અમલદાર રહે છે તેને ‘રેસિડેન્ટ’ કહે છે. જો પાસે પાસે નાનાં નાનાં રાજ્યો હોય તો તેનો સમૂહ ઠરાવે છે તે સમૂહ ‘એજન્સિ’ કહેવાય છે ને તેમાં એજંટ ટુ ધી ગવર્નર જનરલ રહે છે. નાનાં રાજ્યો ઈલાકા કે પ્રાંતોના અધિકારીની દેખરેખ નીચે રાખેલાં છે. મોટાં રાજ્યો ને એજન્સિઓ નીચે મુજબ છે.

૧ નિઝામનું રાજ્ય, ૨ મહેસુર, ૩ વડોદરા ને ૪ કાશ્મીર ૫ રજપુતાના એજન્સિ, ૬ મધ્યહિંદ એજન્સિ ૭ બલુચિસ્તાન એજન્સિ.

**ઉપજ**—કુલ ઉપજ લગભગ રૂા. સવા અબજની છે.

**ખરચ**—ઉપજના પ્રમાણમાં ખર્ચ રાખ્યું છે.

**લશ્કર**—હિંદના રક્ષણને માટે લગભગ ૨૩ લાખ માણસનું લશ્કર રહે છે.

**કેળવણી**—લોકોને કેળવણી આપવા સરકારે ઠામ ઠામ વર્નાક્યુલર ને અંગ્રેજી શાળાઓ ઉઘાડેલી છે.

---

## ગુજરાતનો સંક્ષિપ્ત ઇતિહાસ.

**ઇતિહાસ**—કોઇપણ દેશ, રાજ્ય, સ્થળ કે બાબતની ક્રમસર હકીકત તે તેનો ઇતિહાસ કહેવાય છે.

**ગુજરાતનો ઇતિહાસ**—ગુજરાત પ્રાંતની પહેલેથી આજસુધીની હકીકત તે ગુજરાતનો ઇતિહાસ કહેવાય છે.

**ગુજરાતની હાલ સ્થીતી**—હાલ આપણા ઉપર અંગ્રેજ સરકાર રાજ્ય કરે છે. હાલના મહારાજા વિરાજનું નામ **પ મા જ્યોર્જ** છે તે ઇંગ્લાંડમાં રહે છે. તે ૧૯૧૧માં ગાદીએ બેઠા છે. મહારાજા જ્યોર્જની પહેલાં રાજકર્તા મહારાજા સાતમા એડવર્ડ હતા. તેમની પહેલાં મહારાણી વિકટોરીઆ રાજ્ય કરતાં હતાં. મહારાણી વિકટોરિઆએ ૧૮૫૮માં હિંદનો રાજકારભાર પોતાના હાથમાં લીધો હતો. ત્યારથી તેમના તરફથી હિંદમાં રાજ્ય ચલાવવા વાયસરોય રહે છે. તે દિલ્હીમાં રહે છે દર પાંચ વરસે નવા વાયસરોય આવે છે. આપણા પ્રાંતમાં સરકારી વડા અધિકારી કમિશ્નર સાહેબ છે. તે ગુજરાત પર અમલ ચલાવે છે. ગુજરાતમાં કેટલોક સરકારી ખાલસા મુલક ને કેટલોક દેશીરાજ્યનો મુલક છે. દેશી રાજા અંગ્રેજ સરકારને ખંડણી ભરે છે. ઉત્તમ રાજ્ય ચલાવવાને સરકારે સારી ગોઠવણ કરી છે તેથી શાંતિ ને આબાદી છે. લોકો વેપાર રોજગાર

સારો કરી શકે છે, ચોરી લૂંટ બંધ પડયાં છે ને બધે ન્યાયથી કામ ચાલે છે.

**ગુજરાતની પાછળની સ્થીતિનો ટૂંક હેવાલ**—૧૮૫૯ પહેલાં હિંદમાં કંપનિ સરકારનો અમલ હતો, તે ઈંગ્લાંડનાં વેપારી લોકોની મંડળી હતી. તેની સત્તા ગુજરાતમાં ૧૮૧૮માં સ્થાપન થઇ હતી, ૧૮૧૮ પહેલાં ગુજરાતમાં વડોદરાના ગાયકવાડ સર્વોપરિ હતા. ગાયકવાડે ગુજરાતનો કબજો ૧૭૫૭માં લીધેલો હતો. હાલ પણ ગુજરાતના ઘણાખરા દેશી રાજા પર નામદાર ગાયકવાડની ખંડણી છે. ને તે અંગ્રેજ સરકાર માર્ફત તેમને મળે છે. ગાયકવાડી અમલ પહેલાં આપણો પ્રાંત દિલ્હીના મુસલમાન બાદશાહના કબજામાં હતો ને તેમના તરફથી સુબા ગુજરાતમાં અમલ કરવા આવતા. સુલતાનોના અમલ પહેલાં ગુજરાત દિલ્હીના પઠાણ પાદશાહોના કબજામાં હતો ને તેના તરફથી સુબા આવતા. પઠાણ પાદશાહોના અમલ પહેલાં સ્વતંત્ર રજપૂત રાજાઓ ગુજરાતમાં રાજ્ય કરતા હતા આ બધી હકીકત ક્રમસર પાછળ આપેલી છે. સૌથી પ્રાચીન સમયમાં ગુજરાતની શી સ્થિતિ હતી તે બરાબર માલમ પડતું નથી. પરંતુ જૂનાં પુસ્તકો પરથી જણાય છે કે ઘણા જુનાં વખતમાં ગુજરાતમાં યાદવ, (જાદવ) રાજ્યનો અમલ હતો.

## ૧. યાદવ રાજ્ય.

આ રાજ્યની રાજધાની દ્વારિકા નગરીમાં હતી. એ નગરી ઓખામંડળ પ્રાંતમાં દરીઆકિનારે હાલ પણ છે. યાદવ રજપુતો ઘણા બળવાન હતા. તેમનું મુળ સ્થાન મથુરા હતું. પરંતુ પાછળથી તે દ્વારકામાં વસ્યા હતા. યાદવ રજપુતોમાં શ્રીકૃષ્ણ ને તેમના ભાઈ બળદેવ (હળધર) ઘણા બળવાન હતા મથુરાના જુલમી કંસ રાજાનો

તેમણે વધ કર્યો હતો તેમજ બીજા ઘણા અભિમાની રાજાઓને હરાવ્યા હતા. શ્રીકૃષ્ણ એટલા બધા પ્રતાપી થઇ ગયા છે કે ઘણાખરા હિંદુ લોકો તેમને દેવ તરીકે માને છે ને મંદિરોમાં તેમની મૂર્તિ પધરાવી તેમની પૂજા કરે છે. તેમની જન્મતિથિ શ્રાવણ વદી ૮ ના રોજને હિંદુ લોકો તહેવાર તરીકે ઉજવે છે. યાદવ રાજ્યના સમયમાં દ્વારિકા નગરીનો ભપકો ભારે હતો. પૈસો તથા વૈભવ એટલો બધો હતો કે સોનાની દ્વારિકા કહેવાતી યાદવ લોકો પાછળથી નઠારા છંદમાં પડ્યા ને તેમને દારૂનું વ્યસન બુરૂં લાગ્યું એકવાર તે બધા પ્રભાસપાટણમાં સોમનાથ મહાદેવની જાત્રા કરવા ગયા હતા ત્યાં દારૂ પીને દરીઆમાં નહાવા ગયા ત્યાં તકરાર થતાં બધા અંદર અંદર કપાઇ મુઆ તે જગા યાદવાસ્થળી કહેવાય છે. યાદવોના નાશથી શ્રીકૃષ્ણને ઘણો શોક થયો ને તે પણ પાટણથી થોડે દૂર શોકથી મરી ગયા. તે જગા દેહોત્સર્ગ કહેવાય છે. યાદવાસ્થળીમાંથી બચેલાં જાદવો ઉત્તર હિંદમાં જતા રહ્યા. કેટલીક મુદતે તેમણે જેસલમેર વગેરે નાનાં રાજ્ય સ્થાપ્યાં કહેવાય છે.

## ૨ મૌર્ય અમલ.

જાદવ રાજ્યના નાશ પછી કેટલેક વરસે ( ઈ. સ. પૂર્વે ત્રીજા સૈકામાં ) મૌર્યવંશના રાજાઓનું રાજ્ય થયું. એ વંશના રાજાઓની સત્તા હિંદુસ્તાનના ઘણા ભાગપર હતી. તેની રાજધાની પાટલીપુત્ર નામે નગરમાં ( હાલનું પટણામાં ) હતી. તે વંશમાં ચંદ્રગુપ્ત ને અશોક ઘણા પ્રસિદ્ધ થયા છે. ચંદ્રગુપ્તના એક અધિકારીએ ગિરનારની થડમાં સુદર્શન નામે તળાવ બંધાવ્યું હતું. મહારાજા અશોકે બૌદ્ધધર્મને ઘણું ઉત્તેજન આપ્યું હતું. તેણે ગિરનાર પાસે મોટા પત્થર પર બૌદ્ધ ધર્મના સિદ્ધાંતોનો લેખ કોતરાવેલો છે જે હજુ

કાયમ છે. અશોક રાજાના વૃત્તાંત પરથી જણાય છે કે તે ઘણો દયાળુ ને પરોપકારી હતો. તેણે પોતાનું રાજ્ય ડહાપણ ને નીતિથી ચલાવ્યું હતું.

## ૩ પરદેશી રાજ્યનો અમલ.

મૌર્યવંશનો અમલ અશોકના મરણ પછી લગભગ ૩૦ વરસે ગુજરાત પરથી ઉઠી ગયો ને તેને ઠેકાણે પરદેશી રાજાઓનો અમલ શરૂ થયો, તેમની સત્તા લગભગ છસેં વરસ રહી. તેઓમાં **બાક્ટ્રીયન ગ્રીક**, ક્ષત્રિય ને **ગુપ્ત** વંશના રાજાઓ ગણાય છે. એ રાજાઓનું રાજ્ય ઉત્તર હિંદુસ્તાનમાં હતું.

## ૪ વલભી રાજ્ય,

ગુપ્તવંશ કેડે વલભીવંશ થયો. તેની રાજધાની વલ્લભીપુરમાં હતી. એ નગર ભાવનગર પાસે વળા ગામ છે તેની થડમાં હતું. એ રાજ્યનો વિસ્તાર ૧૩૦૦ ચો. માઇલ હતો. એ રાજ્યની સ્થાપના ગુર્જર જાતના ભટ્ટાર્ક ગુર્જર નામે સરદારે કરી તે પરથી તે રાજ્યના મુલકનું નામ ગુજરાત પડયું છે. એ વંશના રાજાઓએ ઇ. સ. ૫૦૯ થી ૭૬૬ સુધી રાજ્ય કર્યું છે. વલ્ભીપુરની ગાદીએ ૧૯ રાજાઓ થયા તેઓ વિદ્વાનોને આશ્રય તથા ગરીબોને દાન આપતા. તેઓ શીવધર્મી હતા. એમાંના છેલ્લા છ શિલાદિત્ય નામે ઓળખાય છે. છેલ્લા રાજાના સમયમાં બૌદ્ધ તથા જૈન ધર્મનું જોર હતું.

વલ્લભીપુર કયારે વસ્યું ને કયારે નાશ પામ્યું તે બરાબર જાણવામાં આવ્યું નથી પરંતુ તેના ખંડેરો પરથી જણાય છે કે તે ઘણું મોટું ને શોભિતું શહેર હશે ને તેમાં ઘણો પૈસો હશે. કહેવાય છે કે તેમાં ૧૦૦ કરતાં વધારે કરોડપતિ હતા. વલ્લભીપુરનો ઘેરાવો ૫ માઇલ

જેટલો હતો. આ મોટા નગરના નાશ વિષે બે ×દંતકથા ચાલે છે.

કહેવાય છે કે કાકુ નામે એક ગરીબ મારવાડી એ શહેરમાં વેપાર કરવા આવ્યો હતો. પાછળથી તે વેપારમાં ઘણો પૈસો કમાયો ને કરોડપતિ થયો તેને એક દીકરી હતી તેને તેણે સોનાની રત્નજડીત કાંસકી કરાવી આપી હતી તે કાંસકી શિલાદિત્યની કુંવરીએ દીઠી. તેને લેવાનું મન થયું એટલે કાકુ પાસે તે કાંસકી રાજાએ માંગી પરંતુ કાકુએ આપી નહિ એટલે રાજા ગુસ્સે થયો ને બળાત્કારે કાંસકી પડાવી લીધી તેથી કાકુ ક્રોધે ભરાયો તેણે કોઇ પરદેશી રાજાને ઘણા પૈસા આપવા કરી વલભીપુર ઉપર ચડાઇ કરાવી. તે રાજાએ આવી વલભીપુરનો તથા શિલાદિત્યનો નાશ કર્યો. આથી કાકુ બહુ રાજી થયો પણ પરદેશી રાજાઓને લાગ્યું કે જે માણસે એક કાંસકી માટે પોતાના દેશનો નાશ કરાવ્યો તે આપણને શું ન કરે! તેથી તેણે કાકુનો પણ નાશ કર્યો.

## ૫ પંચાસરનું ચાવડારાજ્ય.

વલભીરાજ્ય તુટયા પછી ઝીંઝુવાડા પાસેના પંચાસરનું ચાવડા રજપુતોનું રાજ્ય જોરમાં આવ્યું ને તેઓ ગુજરાતનો ધણી થયો છે. તે યુદ્ધમાં નીડર તથા એક વચની હતો, તે સમયે બીજું એક રાજ્ય ગુજરાતની દક્ષિણે +કલ્યાણી નગરમાં ચાલુકય (સોલંકી) વંશના

---

×બીજી દંત કથા એવી છે કે એક જોગી ને તેનો ચેલો વલભી નગરમાં આવેલા, ચેલો ગામમાં ભીખ માગવા ગએલો તેને કોઇએ ભીખ આપી નહિ તેથી જોગી ગુસ્સે થયો ને તેણે શ્રાપ દીધો તેથી વલભી નગરનો નાસ થયો.

+. કોઇ કહે છે કે કલ્યાણી નગર કનોજ પાસે હતું.

રાજા ભુવડનું હતું એ રાજા યુદ્ધનો શોખીન ને અભિમાની હતો. એક વખતે જયશિખરનો શંકર નામે ભાટ ભુવડના દરબારમાં ગયો અને તે રાજાની આગળ જયશિખરનાં, તેના રાજ્યનાં, અને તેની રૂપવંતી રાણી રૂપ સુંદરીનાં, તેણે ઘણાં વખાણ કર્યાં. ભુવડ તે શાંખી શકયો નહિ તેણે એકદમ એક મોટું લસ્કર કરી સોળ મોટા ×પટાવતની (સરદાર) સરદારી નીચે ગુજરાત જીતી લેવા મોકલ્યું, ઈ. સ. ૬૯૬. એ લશ્કરે આવી પંચાસરથી પાંચ ગાઉ મુકામ કર્યો ને આસપાસના ગામ લુટવા તથા બાળવા માંડયાં એ વાત જયારે જયશિખરના જાણવામાં આવી ત્યારે તેણે તેના સરદાર મીરને ઠપકો કહેવડાવ્યો તેના ઉત્તરમાં મીરે કહેવડાવ્યું કે 'બળ હોય તો સામો લડવા આવ નહિતો અમને આવીને નમ' એ સાંભળી જયશિખરે પોતાના સરદારોને એકઠા કર્યા; પણ તેમાં પોતાનો સેનાપતિ સુરપાળ જણાયો નહિ. તેનો મીરની વાત સાંભળી પોતાના ચુનંદા માણસો લઇ મીરના લસ્કર પર તુટી પડવાની તૈયારી કરવા ગયો હતો. લાગ જોઇ તે મીરના લશ્કર પર એકદમ વાઘની પેઠે તૂટી પડયો ને મીરના લશ્કરને ઘાસની પેઠે કાપવા માંડયું. આથી ભુવડની સેના જીવ લઇને નાઠી, બચેલું થોડું લશ્કર લઇ મીર પોતાને દેશ પાછો ગયો. આ માઠા સમાચાર ભુવડને મળ્યા એટલે તે પોતે જાતે જબરૂં લશ્કર લઇ ગુજરાતમાં આવ્યો. અને પંચાસર ને ઘેરી લીધું. જયશિખરે કોટના દરવાજા બંધ કરાવ્યા ને અંદર રહી ભુવ-

× ભુવડના સોળે પટાવતનાં નામ—ચંદ, દૃદ, જાટ, વેદ, વીર, સિંહ, સિંધુ, ગીર, ધીર, સામત, ધનવી, પદ્ધ, ભીમ, મહારથી ને મીર.

વડની સામે લડવા માંડયું. કોટ આગળ ૫૨ દિવસ સુધી લડાઈ ચાલી અંતે ભુવડ થાકયો. તેણે સુરપાળને ફોડવા× ઘણી તજવીજ કરી પણ સુરપાળ જયશિખરનો સાળો હોવા ઉપરાંત શૂરવીર ને નિમક હલાલ હતો, તેથી તે ડગ્યો નહિ અટલે ભુવડ વધારે નિરાશ થયો છેવટે ભુવડે મરણીઆ થઈને એક વાર ફરી હલ્લો કીધો. આ હલ્લામાં જયશિખરની મોટી ફોજ કપાઇ ગઈ ને ભુવડના લશ્કરે કિલ્લો તોડયો. તે ઉપરથી જયશિખરે પોતાના શાળા સુરપાળને બોલાવીને કહ્યું, કે તું મારો વંશ રાખવા ઇચ્છતો હોય, તો તારી બેન ગર્ભવંતી છે તેને લઇને કોઈ શહેરમાં કે વનમાં એકદમ જા. સૂરપાળ યુદ્ધ છોડીને જવાને નારાજ હતો, તોપણ સમય વિચારીને પોતાની બેનને વનમાં લઈ ગયો. રૂપ સુંદરીને નિર્ભય ઠેકાણે મુકીને તે પાછો રણભૂમિ તરફ ચાલ્યો પણ જયશિખરના મરણ પહેલાં તે પહોંચી શકયો નહિ.

પંચાસરમાં સુરપાળના ગયા પછી ભારે યુદ્ધ જામ્યું. જયશિખરનાં ઘણાં માણસો કપાઇ ગયાં. જયશિખર લડતાં લડતાં રણમાં પડયો. એ પ્રમાણે પંચાસરનો બહાદુર જયશિખરી મરાયો અને તેનું રાજ્ય ભુવડના હાથમાં ગયું.

## ૬. ગુજરાતમાં કલ્યાણીનો સોલંકી અમલ.

( ૬૯૬ થી ૭૪૬ )

જયશિખરીના મરાયા પછી ગુજરાતનું રાજ્ય ભુવડના હાથમાં આવ્યું. તેણે ગુજરાત પ્રાંત પોતાની દીકરીને આપ્યો ને અમલ ચ-

× છઠ્ઠી ચોપડીનો "મિહીરનો કાગળ ને સુરપાળનો જવાબ" એ પણ વાંચો.

લાવવા સુબો રાખ્યો ને પોતે કલ્યાણી પાછો ગયો. સુરપાળ તથા તથા રૂપસુંદરીને પકડવા તેણે ઘણી તજવીજ કરી પરંતુ કશો પત્તો લાગ્યો નહિ.

રૂપસુંદરીને નિર્ભય સ્થળે મૂકયા પછી પાછા આવતાં માર્ગમાં પંચાસર જીતાયાની ને જયશિખરના રણમાં પડયાની વાત સાંભળી સુરપાળ સોરઠના ડુંગરમાં જતો રહ્યો ને ત્યાં રહીને વખતો વખત ભુવડનાં માણસોને હેરાન કરવા લાગ્યો.

વનમાં રૂપસુંદરીને એક ભીલડી મળી. તેણે તેની સારી બરદાસ કરી. વૈશાખ સુદ પુનમે રાણીને કુંવર અવતર્યો. રાજપુત્રનો જન્મ વનમાં થયો માટે તેનું નામ **વનરાજ** પાડયું. ભુવડનાં માણસોને આ ખબર થઈ ત્યારે તેઓએ રૂપસુંદરી તથા વનરાજને પકડવા ઘણી તજવીજ કરી પરંતુ ભીલ લોકોના નીમકહલાલ પણાથી ભુવ-ડનાં માણસો તેમને પકડી શકયાં નહિ. આવી મુશ્કેલી વેઠતાં કુંવર ૭ માસનો થયો. એવામાં **શિલગુણસુરી** નામે જતિ ત્યાં આવ્યો. તે રૂપસુંદરી તથા વનરાજને પોતાને અપાસરે× તેડી ગયો ને વન-રાજને મોટો કર્યો.

વનરાજ બહારવટાનાં દુઃખ વેઠી શકે એટલી ઉમરનો થયો થયો ત્યારે તેનો મામો સુરપાળ તેને પોતાની જોડે તેડી ગયો ને યુદ્ધકળા શીખવવા માંડી વનરાજ તેના મામા સાથે ઘણા હલ્લામાં ભાગ લેવા લાગ્યો તેની ચતુરાઇ તથા શૂરાતન જોઇ સુરપાળ ઘણો રાજી થયો. થોડાં વરસ પછી સુરપાળ મરી ગયો સુરપાળના મર-

× એ અપાસરો વણોદ ગામમાં હતો એ વણોદ બહુચરાજીથી ૧૦ માઈલ દૂર છે.

ણુથી વનરાજની મોટી ઓથ ગઇ પરંતુ તેને નવા મિત્રો મળ્યા હતા તેથી તે નિરાશ થયો નહિ. તે નવા મિત્રોમાં અણહીલ ભરવાડ, ચાંપો વાણીઓ ને શ્રીદેવી વાણીઅણ એ મુખ્ય હતાં. વનરાજે ભુવડના માણસોને વધારે વધારે હેરાન કરવા માંડયાં. એક વાર ભુવડનાં માણસો ગુજરાતની ઉપજ લઇને જતાં હતાં તેને વનરાજે લુટી લીધાં તે લુટના પૈસાથી મોટું લશ્કર એકઠું કરી વનરાજે ભુવડનાં માણસોને ગુજરાતમાંથી હાંકી કાઢયાં ને પોતે ગુજરાતનો ધણી થયો ઇ. સ. ૭૪૬ ભુવડના હુમલાથી પંચાસર ખંડિએર જેવું થઇ ગયું હતું તેથી વનરાજે સરસ્વતી નદીને કિનારે નવું શહેર વસાવી ત્યાં પોતાની રાજધાની કરી ને તે નગરનું નામ પોતાના મિત્ર અણહિલના નામ પરથી અણહિલપુર પાટણ પાડયું.

### ૭ અણહિલપુરનો ચાવડા અમલ.

### ૭૪૬ થી ૯૯૨–૧૯૬ વરસ.

૧ વનરાજ—(૭૪૬થી ૮૦૬ –૬૦ વરસ ૭૪૬થી ૯૪૨–૧૯૬ વરસ) અણહિલપુર વસાવ્યા પછી ધરડાં માજી રૂપસુંદરી તથા શિલગુણસુરિને ઘણા માનથી વનરાજ તેડી લાવ્યો ચાંપાને પોતાનો પ્રધાન બનાવ્યો એ ચાંપાએ પાછળથી ચાંપાનેર વસાવ્યું હતું શ્રીદેવીને પોતાની બેન ગણીને રાજ્યાભિષેક વખતે તેને હાથે તિલક કરાવ્યું. અણહિલપુરની ગાદી સ્થાપ્યા પછી આ સદ્‌ગુણી રાજાએ ૬૦ વરસ રાજ્ય કર્યું અને ૧૧૦ વરસની ઉમરે દેહ મૂકયો.

૨ યોગરાજ—(૮૦૬–૪૨–૩૬ વરસ) એ રાજા સદ્‌ગુણી ને પરાક્રમી હતો. તેણે રાજ્ય તથા ઉપજ વધારી રૈયતને સુખી કરી. તે તીર મારવામાં હોશિયાર હતો. ચોરી તથા લુટ તરફ તેને સખત

તિરસ્કાર હતો. તેના દીકરા ક્ષેમરાજે પ્રભાસપાટણના બંદરે આવેલાં પરદેશી વહાણો લૂટ્યાં તેથી તેને ઠપકો આપ્યો ને પેલા વેપારીઓ ને નુકશાન ભરી આપ્યું ક્ષેમરાજના કૃત્યથી નારાજ થઈ પોતે ચિંતા ખડકાવી બળી મુઓ એવો તે લાગણીવાળો હતો.

૩ **ક્ષેમરાજ**—(૮૪૨ થી ૮૬૬–૨૪ વરસ) તે બહાદુર પણ લોભી ને ક્રોધી હતો.

૪ **ભુવડ ચીશુ**—(૮૬૬ થી ૮૯૫=૨૯ વરસ) તેણે શાંતિથી અમલ ચલાવ્યો.

૫ **વીરસિંહ**—(૮૯૫ થી ૯૨૦–૨૫ વરસ) તેણે જંગલી લોકો પર જીત મેળવી

૬ **રત્નાદિત્ય**—(૯૨૦ થી ૯૩૫–૧૫ વરસ) તે પોતાનું વચન પાળનારો, શૂરો ને સાચો રાજા હતો, ને શરીરે બળવાન હતો, તેણે ચોર, લુટારા વગેરેને દેશમાંથી હાંકી કાઢીને પ્રજાને સુખ આપ્યું

૭ **સામંત સિંહ**--(૯૩૫ થી ૯૪૨–૭ વરસ) ચાવડા વંશનો આ છેલ્લો રાજા નબળો તથા દુર્ગુણી હતો, તેને દારૂનું ભુરૂં વ્યસન વળગ્યું હતું કહેવાય છે, કે એક વખત દારૂના ઘેનમાં તેણે પોતાનું રાજ્ય પોતાના ભાણેજ મૂળરાજને લખી આપ્યું પણ કેફ ઉતરી ગયા પછી તે વાત નાકબુલ કરી આથી મૂળરાજે કેટલાક સરદારો સાથે સંપ કરી સામતસિંહને મારી નાખ્યો ને પોતે ગુજરાતનો મહારાજા થયો. ઇ. સ. ૯૪૨.

સામતસિંહને મારનાર મુળરાજ ભુવડના વંશનો હતો તે એવી રીતે કે ભુવડની સાતમી પેઢીએ ભુવનાદિત્ય રાજા થયો તેને ત્રણ

કુંવર હતા રાજ બીજ ને દંડક તેમાંના રાજ વેરે સામંતસિંહે પોતાની બેન લીલાદેવીને પરણાવી હતી. લીલાદેવી ગારેવાઇ હતી તેવામાં મરણ પામી તેથી તેનું પેટ ચીરી કુંવરને કાઢવામાં આવ્યો ને જીવતો નીકળ્યો તે વખતે મૂળનક્ષત્ર હતું માટે તેનું નામ મૂળરાજ રાખ્યું, મૂળરાજ સોલંકી રજપુતનો દીકરો હતો તેથી તેના સમયથી ગુજરાતની ગાદી સોલંકી વંશમાં ગઈ.

## ૮ સોલંકી કે ચાલુકય વંશનો અમલ.

૯૪૨ થી ૧૨૪૨—૩૦૦ વરસ

**૧ મૂળરાજ**—( ૯૪૨ થી ૯૯૭—૫૫ વરસ ) તે પોતાના મામાને મારીને ગાદીએ બેઠો ને મોસાળ પક્ષમાંથી કોઈ ગાદીનો વારસ થવા ન આવે માટે સર્વના જીવ લીધા તે તેણે મોટું પાપ કર્યું. તેના સમયમાં ચાર મોટા બનાવ બન્યા, ( ૧ ) અજમેર ને તેલંગણની સ્વારી. (૨) સોરઠ પર ચઢાઇ. (૩) લાટ દેશ પર ચઢાઈ (૪) રૂદ્રમાળની સ્થાપના.

**अ.** અજમેર ને તૈલંગણની સ્વારી–મૂળરાજ વગર હકે ગુજરાતની ગાદી બથાવી પડયો તેથી ઉત્તરમાંથી અજમેરનો રાજા ને દક્ષિણમાંથી તૈલંગણના રાજાનો સેનાપતિ બાર્પ ચઢી આવ્યા. મૂળરાજે અજમેરના રાજાને ધન આપી પાછો કાઢયો ને બાર્પ સાથે લડાઇ કરી, તેને હરાવીને પાછો કાઢયો.

**ब.** ગ્રહરિપુપર ચઢાઇ–સોરઠનો રાજા ગ્રહરિપુ મૂળરાજની આણ માનતો નહતો તેમજ તે સોમનાથનાં જાત્રાળુને લુટી હેરાન કરતો હતો તેથી મૂળરાજે તેને સજા કરવા તેના પર ચઢાઈ કરી ગ્રહરિપુની મદદે કચ્છનો રાવ લાખો આવ્યો હતો. આટકોટ આગળ

લડાઈ થઈ તેમાં ગ્રહરિપુ ને લાખો રણમાં પડયા ને સોરઠ પર મૂળરાજની સત્તા થઈ.

ક. +લાટ દેશ પર ચઢાઇ—લાટ દેશના રાજાએ મૂળરાજને ભેટમાં ખોડવાળો હાથી મોકલ્યો તેથી મૂળરાજે તેના પર ચઢાઇ કરી તેને હરાવ્યો. આ ચઢાઇમાં મૂળરાજના કુંવર ચામુંડે સારી બહાદુરી બતાવી હતી.

ડ. રૂદ્રમાળની સ્થાપના—મૂળરાજે મોસાળ પક્ષનો નાશ કરેલો તેનો તેને ઘડપણમાં ઘણો પસ્તાવો થયો. તે પાપમાંથી છૂટવા તેણે ઘણાં દહેરાં બંધાવ્યાં તથા બ્રાહ્મણોને ઘણાં દાન કર્યાં. તેનું દાન ગ્રહણ કરનાર પૂરતા બ્રાહ્મણો ગુજરાતમાં ન મળવાથી તેણે ઉત્તરમાંથી બ્રાહ્મણો બોલાવ્યા તે ઉત્તરના ઔદિચ્ય કહેવાય છે. તેનાં દહેરાં પૈકી શ્રીસ્થળમાં બંધાવવા માંડેલું રૂદ્રમાળનું દહેરૂં સૌથી મોટું હતું. પરંતુ તે તેના વખતમાં પૂરૂં થયું નહિ, તે ઘડપણમાં પોતાનું રાજ્ય પોતાના પુત્ર ચામુંડને સોંપી તીર્થ કરવા ગયો. તે બુદ્ધિમાન, પરાક્રમી પણ લોભી હતો.

૨ ચામુંડ—(૯૯૭–૧૦૧૦–૧૩ વરસ) તેર વર્ષ અમલ કરીને રાજપાટ પોતાના વડા કુંવર વલ્લભસેનને સોંપી પોતે કાશીએ જઇ રહ્યો.

૩ વલ્લભસેન—(૧૦૧૦–૧૦૧૦–થોડા માસ) એ રાજા પણ સાચું બોલનારો હતો. ગાદીએ બેઠા થોડા વખતમાં પછી તે શીતળાના રોગથી મરી ગયો તેથી તેનો નાનો ભાઈ દુર્લભસેન ગાદીએ બેઠો.

+નર્મદા ને મહી નદી વચ્ચેનો પ્રદેશ લાટ દેશ કહેવાતો.

૪ **દુર્લભસેન**—(૧૦૧૦-૧૦૨૨-૧૨ વરસ) એણે સારી રીતે રાજ્ય ચલાવ્યું દહેરાં, તળાવ, વગેરે બંધાવ્યાં પણ તે વખતે હિંદપર થતા મુસલમાનોના હુમલા સામે બચાવ કરવાની કશી તૈયારી કરી નહિ, તેની પછી તેના ભાઇ નાગરાજનો કુંવર ભીમદેવ ગાદીએ બેઠો.




૫ **ભીમદેવ**—(૧૦૨૨-૧૦૭૨-૫૦ વરસ) આ રાજા બાણ મારવામાં હોંશિઆર હતો તેથી તે બાણાવળી કહેવાય છે, તે લડાઇમાં ચતુર ને શૂરો હતો. તેના વખતમાં ચાર મોટા બનાવ બન્યા. (૧) મહમુદગીઝનીની સોમનાથ પર ચઢાઇ. (૨) માળવા પર ચઢાઇ. (૩) સિંધ તથા ચેદીના રાજા પર ચઢાઇ. (૪) અજમેરના રાજા વિશળદેવની ગુજરાત પર ચઢાઇ.

**અ.** મહમુદ ગીઝનીની સોમનાથ પર ચઢાઈ—ભીમદેવ ગાદીએ બેઠા પછી ત્રણ વરસે એટલે ઇ. સ. ૧૦૨૫ માં ગીઝનીનો સુલતાન મહમુદ સોમનાથનું દહેરૂં લુટવા મોટા લશ્કર સાથે ચઢી આવ્યો તે ઓચીંતો આવવાથી ભીમદેવ સામો થઇ શક્યો નહિ ને નાસી ગયો, 'મહમુદ' અણહિલવાડમાં થોડા દિવસ રોકાઇ સોમનાથ પર ચઢ્યો. ત્યાંના માણસોએ કિલ્લાના દરવાજા બંધ કરી બે દહાડા

સુધી ટક્કર લઇ મુસલમાનો ને હરાવ્યા. ત્રીજે દિવસે ભીમદેવ મોટા લશ્કર સામે આવી પહોંચ્યો. ભારે યુદ્ધ તેમાં હિંદુઓની હાર થઈ તેથી ભીમદેવ નાસી ગયો ને કંથ કોટના કિલ્લામાં ભરાયો. મહમુદે દહેરામાં પેસી મૂર્તિ ભાગવા માંડી. જે બ્રાહ્મણો જીવતા રહ્યા હતા તેમણે મુર્તિ નહિ ભાંગવા માટે પુષ્કળ દ્રવ્ય આપવા માંડયું પરંતુ તે ન લેતાં તેણે એવો જવાબ વાળ્યો, કે મૂર્તિ વેચવા કરતાં ભાંગવાથી મારી નામના થાય તે મને વધારે ગમે છે. પછી મૂર્તિને ભાંગતાં તેના પેટામાંથી ઢગલે ઢગલા રત્નો નીકળી પડયાં. તે બધું દ્રવ્ય તે લૂટી ગયો. કહેવાય છે, કે તે દહેરામાંથી તેને ૮ કરોડ રૂપીઆની દોલત મળી હતી. મહમુદ રણમાં ભૂલો પડયો ને ઘણો હેરાન થયો.

ગ. માળવા પર ચઢાઇ—આ વખતે માળવામાં પ્રખ્યાત દાનેશ્વરી ભોજરાજા રાજ્ય કરતો હતો. તે વિદ્યાને ઘણું ઉત્તેજન આપતો તેની સાથે ભીમદેવને બનાવ ન હતો. ભીમદેવની ગેરહાજરીમાં ભોજના સેનાપતિ કુલચંદે પાટણ પર ચઢાઇ કરીને તે લૂટયું ને બાળ્યું તેથી ભીમદેવે કાશીના રાજા કરણ સાથે મળી માળવા પર ચઢાઈ કરી પણ એવામાં ભોજ મરી ગયો. કરણે ધારા નગરીનો ભંડાર લૂટયો તે તેણે રાખ્યો ને માળવાની ઉપજ ભીમદેવને મળી.

ઘ. સિંધનો રાજા ને ચેદીનો રાજા ભીમદેવનું અપમાન કરતા હતા, તેથી તેના પર ચઢાઈ કરીને તેમને હરાવ્યા.

**અજમેરના રાજાની ચઢાઈ**—મહમુદના મરણ પછી તેના દીકરાની તકરારમાં તેનું રાજ્ય ભાંગી પડવાની તૈયારીમાં હતું આ સારી તકનો લાભ લેવાનું અજમેરના રાજા વિશળદેવે ધાર્યું. ભરતખંડના જે ભાગ મુસલમાનોએ જીત્યા હતા તે પાછા લેવાને બધા રજપુત રાજાઓ

એકત્ર થયા. તેમાં ભીમદેવ ભળ્યો નહિ તેથી વિશળદેવ ગુજરાત પર ચઢી આવ્યો. ભીમદેવ લડવા ગયો પણ હાર્યો આથી લડાઇની જગાએ વિશલનગર શહેર વસાવી તથા પુષ્કળ દ્રવ્ય લઇને વિશળદેવ પાછો ગયો.

**ટીપ**--ભીમદેવના વખતમાં વિમળશા નામે મોટો ધનાઢ્ય શ્રાવક હતો. તેણે આબુ પર દેલવાડામાં તથા આરાસુરા પર કુંભારીઆમાં આરસ પહાણનાં મોટાં ને સુંદર દહેરાં બંધાવ્યાં છે.

ભીમદેવને ત્રણ કુંવર હતા ક્ષેમરાજ, કરણ ને મળરાજ ઘડપણનો વખત ઇશ્વર ભક્તિમાં કાઢવાનો વિચાર કરીને તેણે મોટા કુંવર ક્ષેમરાજને રાજ્ય આપવા માંડ્યું પણ તેણે બાપની સાથે તીર્થમાં જઇ રહેવાની ઇચ્છા જણાવ્યાથી બીજા કુંવર કરણને રાજ્ય મળ્યું.

૬. **કરણ.** (૧૦૭૨ થી ૧૦૯૪—૨૨ વરસ) એ રાજાએ ધંધુકા *આશાવળ, કરણસાગર નામ તળાવ બંધાવ્યું વળી કરણાવતી નગરી વસાવી કરણ રાજા દક્ષિણના ચંદ્રપુરના રાજાની કુંવરી મીનળદેવી વેરે પરણ્યો હતો એ રાણીને પેટે ૧૦૯૧ માં સિદ્ધરાજનો જન્મ થયો હતો.

સિદ્ધરાજ ત્રણ વરસનો હતો તે વખતે રમતાં રમતાં ગાદી પર ચઢી બેઠો તે વખતે ઉત્તમ મહૂર્ત હોવાથી કરણ રાજાએ તેનો રાજ્યાભિષેક કરાવ્યો. તે પછી થોડી મુદ્દતે કરણ રાજા મરી ગયો.

૭. **સિદ્ધરાજ જયસિંહ** (૧૦૯૪—૧૧૪૩—૪૯ વરસ) કરણ મરણ પામ્યો ત્યારે સિદ્ધરાજ બાળક હતો તેથી ગાદીને માટે ટંટા

* અમદાવાદ પાસેનું અસારવા ગામ.

+ મહી નદીનો મુલક મહેવાસ કહેવાય છે.

ઉઠયો. પરંતુ તે શમી ગયો. સિદ્ધરાજની નાની ઉંમરમાં તેની મા મીનલદેવીએ રૂડી રીતે રાજકારભાર ચલાવ્યો. મીનલદેવીએ તે સમયમાં વીરમગામમાં મુનસર (મીનલસર) ને ધોળકામા મલાવ તળાવ ખોદાવ્યાં.

મીનલદેવીનો ઇન્સાફ બહુ વખણાયો છે ને હજુ કહેવાય છે કે ઇન્સાફ જોવો હોય તો જુઓ મલાવ તળાવ વાત એવી બની હતી કે તળાવને માટે જગા પસંદ કરી ખરીદવામાં આવી, તેમાં એક બાઇએ વાંધો લીધો ને વચમાં આવતી પોતાની જગા ન આપી તે જગા નમળે તો તળાવ વાંકું થતું હતું. રાણી ચાહે તો લોકોના ઉપયોગને માટે તે જગા તેની પાસેથી બળાત્કારે લઈ શકે તેમ હતું પરંતુ ભલી રાણીએ તેમ ન કર્યું ને તળાવ વાંકું બંધાવ્યું.

મીનલદેવીએ શુક્લતીર્થ ને સોમનાથમાં જાત્રાળુ પાસેથી લેવાતા કર માફ કર્યા. મીનલદેવીના અમલમાં સામતુ ને મુંઝાલ નામના પ્રધાનોએ રાણીને સારી ને કીંમતી સલાહ આપી હતી.

સિદ્ધરાજના સમયમાં ૫ મોટા બનાવ બન્યા. (૧) મીનલદેવીનો અમલ. (૨) માળવા પર ચઢાઈ. (૩) સોરઠ પર ચઢાઈ. (૪) બુંદેલખંડપર ચઢાઈ (૫) લોકોપયોગી કાર્યો.

**ब માળવાપર ચઢાઈ**—એક વખત સિદ્ધરાજ ને તેની મા મીનલદેવી સોમનાથની જાત્રા કરવા ગયાં હતાં તે તકનો લાભ લઈ માળવાનો રાજા યશોવર્મા ગુજરાત પર ચઢી આવ્યો. અણહિલપુરમાં કામ કરનાર પ્રધાને તેની સાથે લડાઈ ન કરતાં તેને ધન આપીને પાછો કાઢયો. સિદ્ધરાજને આ વાત ગમી નહિ તેથી તેનું વેર વાળવા માળવા પર ચઢાઈ કરી માળવાના રાજા સાથે બાર વરસ લડાઇ ચાલી.

અંતે સિદ્ધરાજ જીત્યો ને માળવાના રાજાને કેદ કરી પાટણ લાવ્યો.

ક. સિંધરાજાએ વહેમથી તજી દીધેલી પુત્રી કચ્છના કોઈ કુંભાર હડમતને હાથ આવેલી તે જુનાગઢ પાસેના મઝેવડી ગામમાં આવીને રહ્યો ને પુત્રીને મોટી કરી. મોટી થતાં રાણકદેવીનું રૂપ રંભા જેવું દીપી ઉઠયું તેથી તેની સાથે સિદ્ધરાજનુ સગપણ થયું. પરંતુ પાછળથી જુનાગઢનો રાજા રાખેંગાર તેને પરણી ગયો તેથી સિદ્ધરાજ ઘણો ક્રોધે ભરાયો ને રાખેંગાર પર ચઢાઇ કરી. રાખેંગાર પોતાના ગિરનાર પરના કિલ્લામાં ભરાયો તેથી સિદ્ધરાજે તે કિલ્લાને ઘેરો ઘાલ્યો. બાર વરસ ઘેરો ચાલ્યો. અંતે રાખેંગારના બે ભાણેજ ખૂટીને સિદ્ધરાજને મળી જવાથી સિદ્ધરાજ કિલ્લામાં દાખલ થઈ શકયો. કિલ્લામાં ભારે લડાઇ થઇ રાખેંગાર લડતાં લડતાં મરાયો. સિદ્ધરાજે રાણકદેવીને પોતાની સાથે ફરીને લગ્ન કરવા કહ્યું પરંતુ રાણકદેવીએ માન્યું નહિ તેથી સિદ્ધરાજે તેના બે પુત્ર માણેરો ને ડગાયો હતા તેને મારી નાખ્યા તોપણ રાણકદેવી ડગી નહિ ને તે વઢવાણ આગળ સતી થઇ. હજુ પણ ત્યાં તેની દેરી છે. કહેવાય છે, કે મરતી વખતના તેનાં શ્રાપથી સિદ્ધરાજને પુત્ર થયો નહિ.

ड. બુદેલખંડપર ચઢાઈ—બુદેલખંડના રાજા પર ચઢાઇ કરી તેને હરાવ્યો અને તેની પાસેથી ઘણું નજરાણું લીધું.

इ. લોકોપયોગી—તેણે પાટણમાં સહસ્રલિંગ નામે તળાવ ખોદાવ્યું ( એ તળાવને ફરતી શંકરની હજાર દેરીઓ કરાવી હતી તેથી તેનું નામ સહસ્રલિંગ પડયું છે, તથા પોતાના મુલકમાં ઠેકાણે ઠેકાણે વાવ, કુવા, તળાવ, દહેરાં વગેરે બંધાવી લોકોને સુખી કર્યા તેણે મૂળરાજના વખતમાં અધુરૂં રહેલું રૂદ્રમાળનું દેરું પૂરું કરાવ્યું તેની

માદગીરિમાં શ્રીસ્થળનું નામ સિદ્ધપુર પાડયું, સિદ્ધરાજે વિદ્વાનોને ઘણો આશ્રય આપ્યો. એ રાજા ઇન્સાફી હતો. ધર્મ સંબંધી તેણે બધા પંથને છૂટ આપી હતી. પોતે શિવધર્મી હતો છતાં હેમાચાર્ય નામે જૈન પંડિતને તેણે પોતાની પાસે રાખ્યા હતો ગુજરાતના હિંદુરાજાઓમાં સિદ્ધરાજ જેવો પ્રતાપીને લોકપ્રિય રાજા બીજો થયો નથી. તે ૧૧૪૩ માં અપુત્ર મરી ગયો તેથી તેનું રાજ્ય તેના કાકા ક્ષેમરાજના વંશમાં ગયું.




૮. **કુમારપાળ** (૧૯૪૩–૧૦૬૪–૩૧ વરસ.) સિદ્ધરાજની હયાતીમાં તે માળવામાં નાસી ગયો હતો. કેમકે સિદ્ધરાજની ઇચ્છા પોતાની

પાછળ કુમારપાળ ગાદીએ ન બેસે એવી હતી તેથી તેને પકડીને મારી નાખવા સિદ્ધરાજ ઇચ્છતો હતો. સિદ્ધરાજના મરણના સમાચાર સાંભળીને તે તુરત પાટણ આવ્યો, તે વખતના મોટા અમલદારો કુમારપાળને ગાદીએ બેસાડવા ઇચ્છતા હતા તેથી તેના બંને મોટાભાઇને નાલાયક ઠરાવી કુમારપાળને ગાદીએ બેસાડ્યો.

તેના વખતમાં છ બનાવ બન્યા (૧) શિવ ધર્મ છોડી જૈનધર્મ સ્વીકાર્યો. (૨) ઉપકાર કરનારાને બદલો આપ્યો. (૩) અજમેરના રાજા આનની ચઢાઇ (૪) માળવાના રાજાની ચઢાઇ. (૫) કોકણના રાજાની મલ્લિકાર્જુન પર ચઢાઈ. (૬) સોમનાથનું દહેરૂં સમરાવ્યું.

(૧) જૈન ધર્મનો સ્વીકાર—તે સિદ્ધરાજના ભયથી ત્રાસીને નાસતો ફરતો હતો. ત્યારે ઉદાયનમંત્રી, હેમાચાર્ય સાધુ વગેરે જૈનોની તેને છાની મદદ મળી હતી. તેથી તે વખતે તેણે તેમને વચન આપ્યું હતું, "કે જો મને રાજ્ય મળે તો મારે જૈન થવું." એ વચન ગાદીએ બેઠા પછી તેણે પાળ્યું.

(૨) ઉપકાર કરનારાને બદલો આપ્યો—કુમારપાળને પકડવા સિદ્ધરાજનાં માણસો પાછળ પડયાં હતાં તે વખતે એક કુંભારે તેનો બચાવ કર્યો હતો તે કુંભારને તેણે ઘણાં ગામો બક્ષિસ કર્યાં તેના વંશજો સગરા રજપુતો કહેવાય છે.

(૩) કુમારપાળ વગર હકે ગાદીએ બેઠો એમ ધારી અજમેરના રાજા આન્ને ગુજરાત પર ચઢાઇ કરી તેના સામે જઇ કુમારપાળે તેને હરાવ્યો ને તાબે કરવાની જરૂર પડી,

(૪) માળવાના રાજા સામે તેણે ફોજ મોકલી પણ તેના નાયકો ફૂટીને તેને મળી જવાથી કુમારપાળ પંડે ગયો ને માળવાના રાજાને હરાવ્યો.

( ૫ ) એકવાર કોકણના ભાટે કુમારપાળ પાસે ત્યાંના રાજા મલ્લિકાર્જુનનાં ઘણાં વખાણ કર્યાં જેથી તેને જીતી લેવા કુમારપાળે પોતાના સરદાર આમ્રભટ્ટને મોકલ્યો. તે એક વાર હારીને પાછો આવ્યો એટલે બીજી વાર મોકલ્યો. બીજી ચડાઇમાં તેણે મલ્લિકાર્જુનને માર્યો, તેની રાજધાની લૂંટી ને પુષ્કળ દ્રવ્ય આણ્યું.

( ૬ ) કુમારપાળે જૈનધર્મનાં ઘણાં દહેરાં બંધાવ્યાં, તે સાથે સોમનાથ મહાદેવનું મહમદગીઝનીએ ભાંગી નાખેલું દહેરૂં સુધરાવ્યું પોતે જૈન ધર્મ સ્વીકાર્યો પરંતુ શિવધર્મી ને હરકત કરી નહિ એટલુંજ નહિ પણ તેને પણ આશ્રય આપ્યો.

ટીપ—કુમારપાળ લડાઈમા શૂરો હતો, તેના ગુરૂ હેમાચાર્ય જબરા જૈન વિદ્વાન હતા, તેણે ઘણાં ગ્રંથો લખ્યા છે કુમારપાળ ૮૦ વરસની ઉમરે રક્તપિત્તના રોગથી અપુત્ર મરી ગયો તેથી તેની પછી તેના ભાઈ મહીપાળનો પુત્ર અજયપાળ ગાદીએ બેઠો.

( ૯ ) **અજયપાળ**—(૧૧૭૪ થી ૧૧૭૭ ૩ વરસ)–તે રાજા શિવધર્મી હતો તેથી જૈન લોકો પર દ્વેષ રાખતો હતો તેણે કપટથી ઉદાયન, આમ્રભટ, હેમચંદ્ર વગેરે જૈન આગેવાનોને ધર્મના દ્વેષથી મારી નાખ્યા જૈનનાં ઘણાં દહેરાં તોડી નાખ્યાં તેનાં આ કાર્યોના બદલો તેને થોડા રોજમાંજ મળ્યો એટલે તેને કોઇ પોળીઆએ છાતીમા કટાર ખોસી મારી નાખ્યો.

( ૧૦ ) **બાળમૂળરાજ**—(૧૧૭૭ થી ૧૧૭૯ ૨ વરસ) અજ-અજયપાળના મરણ પછી તેનો દીકરો બાળ મુળરજ ગાદીપતિ થયો, તે બાળક હતો તેથી તેની મા નાયકા દેવી ભીમદેવની મદદથી કારભાર ચલાવતી હતી તેના વખતમાં ગીજનીનો શાહબુદીન ઘોરી ગુજરાત

પર ચઢી આવ્યો હતો તેને ભીમદેવે હરાવીને પાછો કાઢયો. તે પછી થોડી મુદતે બાળમુળરાજ મરી ગયો તેથી ભીમદેવ ગાદીએ બેઠો,

(૧૧) **ભીમદેવ બીજો (ભોળો)** (૧૧૭૯ થી ૧૨૪૧-૬૨ વરસ) આ રાજા ચઢાઉ ને અવિચારી હતો, તેથી તેને ભોળાનામ કહેતા, આ વખતે ગીઝનીનો શાહબુદ્દીન ઘોરી હિંદુસ્તાન જીતવા ચઢાઇ કરતો હતો તેથી બધા હિંદુ રાજાઓએ સંપ કરવાની જરૂર હતી તે વખતનાં હિંદુ રાજયો એટલાં બધાં બળવાન હતા કે તે દરેક એકલું શાહબુદ્દીનને હરાવવા સમર્થ હતું તેથી શાહબુદ્દીન પહેલી વાર જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં તેણે માર ખાધો આમ હોવાથી જો બધાંએ સંપ કર્યો હોતતો શાહબુદ્દીન હિંદુનું નામ પણ લઇ શકત નહિ પરંતુ સંપ કરવો તો બાજુ પર રહ્યો પરંતુ હિંદુ રાજાઓ માંહોમાંહે કુસંપ કરી અંદર લડવા લાગ્યા તેને પરીણામે તેઓ નબળા પડી ગયા ને શાહબુદ્દીન ઘોરી ફાવી ગયો ગુજરાત તે વખતે બળવાન રાજ્યમાં ગણાતું હતું ને તે વખતના મહારાજા ભોળા ભીમદેવે કુસંપ કરવામાં આગેવાની ભર્યો ભાગ લીધો હતો. તેના વખતમાં મુખ્ય ૩ બનાવ બન્યા. (૧) દિલ્હીનાં રાજા પૃથુરાજ સાથે કજીઓ (૨) શાહબુદ્દીનના સરદાર કુતુબુદ્દીનની ગુજરાત પર ચઢાઈ (૩) ગુજરાતના કેટલાક સરદારોનાં બંડ.

अ. પૃથુરાજ સાથે કજીઓ—ભોળા ભીમદેવે શાહબુદ્દીનને હરાવ્યો હતો તેથી તેનામાં ઘણું અભિમાન આવ્યું હતું ને તે એમ માનતો હતો કે હું સૌથી બળવાન છું. એવામાં તેના સાંભળવામાં આવ્યું કે આબુના રાજા જેતસી પરમારને ત્યાં ઇચ્છનકુમારી નામે ખુબસુરત કન્યા છે. સદરહુ કન્યાનું સગપણ દિલ્હીના બહાદુર રાજા પૃથુરાજ વેરે કર્યું હતું છતાં ભીમદેવે તે કન્યાનું માગું કર્યું. આ-

બુના રાજાએ તેની ધર્મવિરૂધ્ધની આ માગણીનો અસ્વીકાર કર્યો તેથી ભીમદેવે આબુ પર ચઢાઈ કરી જેતસી પરમારને માર્યો. જેતસી પરમારે ઇચ્છનકુમારીને પૃથુરાજનાં બાપ—અજમેરના રાજા સોમેશ્વર પાસે મોકલી દીધી હતી, તેથી ભીમદેવે અજમેર પર ચઢાઇ કરી સોમેશ્વરને માર્યો. પણ કન્યા તેમને મળી નહિ કેમકે તેને દિલ્હી મોકલી દીધી હતી. અજમેરથી ભીમદેવ પાછો ગુજરાતમાં આવ્યો. પૃથુરાજને બાપના મરણની ખબર પડી ત્યારે તે ઘણો ક્રોધે ભરાયો ને મોટું સૈન્ય લઇ ગુજરાત પર આવ્યો. ભીમદેવ સામો લડવા ગયો બંને તરફના હજારો યોદ્ધા મરાયા. છેવટ ભીમદેવ હાર્યો ને નાસી ગયો. પૃથુરાજને અચાનક દિલ્હી જવું પડયું તેથી ભીમદેવ બચી ગયો.

ख. તે પછીનાં થોડાં વરસે શાહબુદ્દીને પૃથુરાજને લડાઇમાં હરાવી મારી નાખ્યો ને દિલ્હીમાં પોતાના તરફથી કુતુબુદ્દીનને સુબો ઠરાવ્યો. તે કુતુબુદ્દીને ગુજરાત પર ચઢાઇ કરી. ભોળો ભીમદેવ તેની સાથે લડયો, પણ હારી ગયો પરંતુ કુતુબુદ્દીનને દિલ્હી જવું પડયું તેથી ગુજરાતમાં મુસલમાની રાજ્ય થતું અટકી ગયું.

क. ભીમદેવે પોતાની શક્તિ પૃથુરાજ તથા કુતુબુદ્દીન સાથે લડવામાં ગુમાવી દીધી તેથી તેના કેટલાક સરદારો તેનાથી સ્વતંત્ર થઈ ગયા તેમાં ધોળકાનો રાજા લવણપ્રસાદ મુખ્ય હતો.

**૧૨ ત્રિભુવનપાળ**—ભીમદેવના મરણ પછી તે ગુજરાતનો મહારાજા થયો પરંતુ તે વખતે વાઘેલા રાજાઓનું જોર વધી ગયું હતું તેમાંના વિશળદેવે ત્રિભુવનપાળને પાટણની ગાદી પરથી ઉઠાડી મુકયો ને પોતે ગુજરાતનો મહારાજા થયો આથી ગુજરાતના સોલંકી વંશનો અંત આવ્યો. ઇ. સ. ૧૨૪૨.

## ૯ વાઘેલા વંશનો અમલ.

(૧૨૪૨થી ૧૩૦૪–૬૨ વરસ)

**વાઘેલા વંશની સ્થાપના**—કુમારપાળના વખતમાં તેના મસિઆઈ ભાઇ **અર્ણોરાજે** તેને ઘણી મદદ કરેલી હતી તેના બદલામાં તેને **વાઘેલ** ગામ ગિરાસમાં મળેલું ત્યારથી તેના વંશજો વાઘેલા કહેવાવા લાગ્યા. અર્ણોરાજનો પુત્ર લવણપ્રસાદ ઘણો બહાદુર હતો. તે ભોળાભીમદેવનો પ્રધાન થયો હતો પરંતુ પાછળથી તેને અણબનાવ થતાં તે પોતાની જાગીરમાં જઇને રહ્યો ને ધોળકા તથા તેની આજુબાજુનો પ્રદેશ કબજે કરી ધોળકાનો સ્વતંત્ર રાજા બન્યો. તેણે પોતાની ગાદી ધોળકામાં કરી. **લવણ પ્રસાદના** મરણ પછી તેનો દીકરો વીરધવળ ગાદીએ બેઠો તે ઘણોજ શૂરવીર હતો તેના પ્રધાન વસ્તુપાળ ને તેજપાળ નામે બે જૈન ભાઇઓ હતા. તે રાજ્યચલાવવામાં ને લડાઈમાં કુશળ હતા તેણે ગોધરા ને ખંભાત જીતી રાજ્યમાં વધારો કર્યો. આ બે ભાઇઓએ **વિરધવળની** કીર્તિ વધારી છે તે ઉપરાંત આબુ, શેત્રુંજે ને ગીરનાર પર સુંદર જૈન દહેરાં બંધાવ્યાં છે. એ દહેરાં બંધાવવામાં તેમણે કરોડો રૂપીઆ ખરચ્યા છે. એ દહેરાં બંધાયા ને લગભગ ૬૫૦ વરસ થયાં છે છતાં આજ પણ તે એવાં સુંદર છે કે જોનારની આંખ ઠરી જાય છે. વીરધવળને બે કુંવર હતા–**વિશળદેવ** ને **વિરમદેવ.** તેમાંના મોટા વિરમદેવ સાથે વીરધવળને બનતું નહતું તેથી તેને વિરમગામમાં રાખ્યો હતો. વિશળદેવ બાપ પાસે રહેતો હતો વીરધવળના મરણ પછી તે ધોળકાનો રાજા થયો. વિરમદેવ ગાદી લેવા આવ્યો પણ વસ્તુપાળ તથા તેજપાળે તેને હરાવીને મારી નાખ્યો, ભાઇ તરફની

બીક ગયા પછી વિશળદેવે જૈન ભાઇઓ પાસેથી પ્રધાનવટું લઇને નાગડ નામે બ્રાહ્મણને આપ્યું. ત્યાર પછી થોડી મુદ્દતે અણહિલવાડ પર ચઢાઇ કરી ત્રિભુવનપાળને ગાદી પરથી ઉઠાડી પોતે ગુજરાતનો મહારાજા થયો ઇ. સ. ૧૨૪૨ આ પ્રમાણે ગુજરાત વાઘેલા રજપૂતોના હાથમાં ગયું.

૧ **વિશળદેવ**—(૧૨૪૨–૧૨૬૧–૧૯ વરસ) તેણે પોતાના રાજ્યપર હુમલો કરનાર શત્રુઓને હરાવ્યા, મુસલમાનોએ તોડી નાખેલાં દહેરાં ફરી સુધરાવ્યાં ને ડભોઇનો કિલ્લો બંધાવ્યો.

૨ **અર્જુનદેવ** (૧૨૬૧–૧૨૭૪–૧૩ વરસ) } તેમના વખતમાં કંઇ
૩ **સારંગદેવ** (૧૨૭૯–૧૩૦૪–૨૫ વરસ) } જાણવા જેવો બનાવ બન્યો નથી।

૪ **કરણદેવ** (૧૨૭૯–૧૩૦૪–૨૫ વરસ) એ રાજા લડાઇમાં શૂરો પણ બેવકૂફ હતો. તેની બેવકૂફાઇથી ગુજરાતના રજપુત રાજ્યનો હંમેશને માટે અંત આવ્યો ને ગુજરાત પરધર્મીના કબજામાં જતાં ગુજરાતની પ્રજાને અસહ્ય સંકટો વેઠવાં પડયાં.

**કરણની મુર્ખાઇ**—કરણઘેલાને માધવ ને કેશવ નામે બે નાગર પ્રધાન હતા. તેમાંના માધવની સ્ત્રીના રૂપની પ્રશંસા કરણના સાંભળવામાં આવતાં તેણે માધવને કચ્છમાં ઘોડા લેવા મોકલ્યો ને પાછળથી કેશવનું ખૂન કરીને માધવની સ્ત્રીને ઉપાડી ગયો. આ વેર વાળવા માધવ દિલ્હીના મુસલમાન પાદશાહ પાસે ગયો. દિલ્હીમાં તે વખતે અલાઉદ્દીન ખૂની નામે પાદશાહ હતો. તેને ગુજરાત જીતવાને માધવે લલચાવ્યો. તેથી તેણે માધવની સાથે પોતાના ભાઇ અલફખાં તથા નુસરતખાંને મોટા લશ્કર સાથે મોકલ્યા. કરણ રાજા બહાદુરીથી લડયો પણ હાર્યો ને દક્ષિણમાં આવેલા દેવગિરિના યાદવ

રાજાને આશરે જતો રહ્યો. મુસલમાની લશ્કરે ગુજરાતનો કબજો લીધો ને ખેતરો, ગામો ને નગરો લૂટ્યાં ને બાળ્યાં, દેશની માઠી દશા કરી, રૂદ્રમાળ વગેરે ઘણાં દહેરાં તોડી પાડ્યાં, કરણની રાણી કૌલાદેવીને પકડી દિલ્હી મોકલી દીધી ત્યાં તે અલાઉદ્દીનની બેગમ થઇ.

**કરણ ઘેલાને મળેલો પાપનો બદલો**—કરણ ઘેલાએ જે પાપ કર્યું તેનો તેને પૂરેપૂરો બદલો મળ્યો રાજ્ય ગયું. વનવન રઝળવું પડયું, સ્ત્રી ગઇ ને તેની પુત્રી પણ મુસલમાનને ગઇ. વાત એવી બની કે કરણની સાથે તેની નાની દીકરી દેવળદેવી નાસી ગઇ હતી તે બાગલાણના પહાડી પ્રદેશમાં પોતાના બાપ સાથે રહેતી હતી. મોટી થતાં તેનું રૂપ તેની માના જેવું દીપી ઉઠ્યું. દેવગીરિના યાદવ રાજાએ તેની સાથે લગ્ન કરવાની ઇચ્છા કરી પરંતુ તે મરાઠો હતો. કરણને રજપુત હોવાનું અભિમાન હતું તેથી તેણે તેની માગણી સ્વીકારી નહિ પરંતુ એવામાં કૌલાદેવીના સમજાવવાથી અલાઉદ્દીને દેવળદેવીને લાવવા લશ્કર મોકલ્યું. તે લશ્કર કરણની પાછળ પડ્યું. છેવટ દેવળદેવીને દેવગીરિ મોકલી યાદવરાજા સાથે પરણાવવાનો કરણે ઠરાવ કર્યો પણ માર્ગમાં તે મુસલમાનોના હાથમાં પકડાઇ તેથી તેને દિલ્હી લઇ ગયા. ત્યાં તે અલાઉદ્દીન દીકરા ખીજરખાંની બેગમ થઇ કરણ રવડી રખડીને કમોતે મુએો.

**માધવની મુર્ખાઈ**—જોકે કરણે માધવને ગુસ્સે થવાનું કારણ આપ્યું હતું તેની ના કહેવાય તેમ નથી. પરંતુ તેનું વેર તેણે બીજી રીતે લેવું જોઇતું હતું. તેના કૃત્યથી ગુજરાતની પ્રજાપર ભારે સંકટ પડ્યું તેથી તેનું કૃત્ય નિંદ્ય છે. તેની પણ પાછળથી બુરી દશા થઇ ને પોતાના દેશી ભાઇઓના નિસાસાનું કારણ પોતેજ છે એમ જાણી તે શોકમાં ને શોકમાં મરી ગયો.

## ૧૦ ગુજરાતમાં દિલ્હીના પઠાણ પાદશાહોના સુબાઓનો અમલ.

(૧૩૦૪ થી ૧૪૦૩—૯૯ વરસ.)

પાટણનારાજ્યનો ખાલસા મુલક દિલ્હીના બાદશાહના તાબામાં ગયો પરંતુ તાબેદાર રાજાઓ પોતપોતાના રાજ્યમાં રહ્યા. તેમણે મુસલમાનોને કાઢી મૂકવા બંડ કર્યાં પરંતુ ફાવ્યા નહિ. એ ઝઘડામાં દેશની માઠી અવસ્થા થઈ ધર્મને નામે પણ લોકોને બહુ રીબ્યા. તેમનાં દહેરાં તોડીને તેના પથરા વડે મસીદો બનાવી તથા મહેલો બંધાવ્યા. ગુજરાતમાં અમલ કરવા દિલ્હીથી સુબા આવતા, તે સુબેદાર સ્વતંત્ર થવાને બંડ કરતા તેમને સજા કરવાને બીજા સુબેદારો ફોજ લઇને આવતા ને દેશ વેરાન થતો ઘણાખરા સુબેદારો બાદશાહને રાજી રાખવાને ઉપજમાં વધારો કરવા ને રૈયતને વટલાવવા ભારે જુલમ કરતાં મતલબ કે આ અરસામાં રૈયત પર ભારે સંકટ પડયાં, ગુજરાતની દોલત, વિદ્યા, હુન્નર વગેરે નાશ પામ્યાં ને દેશમાંનો વેપારરોજગાર પડતી દશાને પામ્યો, લગભગ ૧૦૦ વરસ આ સ્થિતિ રહી છેલ્લા વખતમાં દિલ્હીના પાદશાહો ઘણા નબળા થયા તેથી તેના દૂરના પ્રાંતના સુબેદારો સ્વતંત્ર થવા લાગ્યા. ગુજરાતમાં છેલ્લો સુબો ઝફરખાન હતો તે ગુજરાતમાં સ્વતંત્રપણે અમલ કરવા લાગ્યો ને ઇ. સ. ૧૪૦૩ માં પોતાના દીકરા મહમદશાહને ગુજરાતનો સ્વતંત્ર સુલતાન બનાવ્યો. ત્યારથી દિલ્હીના પાદશાહોની સત્તા ગુજરાતમાંથી ગઈ ને ગુજરાતમાં સુલતાનોનો અમલ શરૂ થયો.

**મુઝફરશાહ ૧ લો**—તેના વખતમાં અશાવળ આગળ કોળી લોકોએ બગરો કર્યો તે બેસાડી દેવા તેના પૌત્ર અહમદને લશ્કર

લઇને મોકલ્યો પણ તેણે પાટણ ને પાદરજ મુકામ કર્યો. ને તેના દાદાને મારીને પોતે ગાદીપતિ થવાનો વિચાર કર્યો. તેણે ઝેરનો પ્યાલો તેના દાદાને આગળ મોકલ્યો ને તે પીવાની ફરજ પાડી ઝેરથી મુઝફ્ફરશાહનું મરણ થયું. ૧૪૧૧ ને અહમદશાહ ગુજરાતનો સુલતાન થયો.

**અહમદશાહ ૧ લો** ∗ તેણે અશાવળના રાજા આશાભીલને હરાવીને સાબરમતીને કાંઠે પોતાના નામ પરથી અહમદાબાદ (અમદાવાદ) વસાવ્યું ત્યારથી તે શહેર પાટણને બદલે ગુજરાતનું રાજધાનીનું શહેર બન્યું છે તે આજ પર્યંત ચાલુ છે. શહેરમાં ભદ્રનામે મજબુત કિલ્લો, એક મહેલ અને એક સુંદર મસીદ તેણે બંધાવ્યાં તેણે મહોલ્લાના રસ્તા પહોળા રખાવીને સુંદર મકાનો બંધાવ્યાં શહેરનાં લોકોને પાણી પૂરૂં પાડવાને હાથમતી નદીનો પ્રવાહ બદલ્યો. વળી તેણે વધારે સુશોભિત જુમામસીદ બંધાવી શહેરના રક્ષણ માટે મજબુત કોટ બંધાવ્યો શહેરની દોલત તથા આબાદી વધારવાને દુરના મુલકોથી વેપારી કારીગરો, ને વણકરોને તેડાવી વસાવ્યા એ પ્રમાણે વેપાર તથા ઉદ્યોગને માટે અમદાવાદ શહેર પ્રખ્યાત થયું તેની ખ્યાતિ આજદીન સુધી ચાલુ રહી છે.

---

∗ કહેવાય છે, કે એકવાર અહમદશાહ સાબરમતીને કિનારે શિકારે ગયો હતો, સાથે એક શિકારી કુતરો હતો તે કુતરો સાબરમતીનાં કાંઠા પરના સસલાથી ડરીને પાછો હડયો તેથી પાદશાહને તે જગાની મહત્તા લાગી તેથી ત્યાં શહેર વસાવવાનો વિચાર થયો, લોકોમાં કહેવત છે કે " જબ કુત્તે પર સસ્સા આયા, તબ બાદશાહને શહેર બસાયા ".

ख ઇડરના રાજાને દાબમાં રાખવાને તેણે હાથમતીને કિનારે અહમદનગર (અમનગર) નામે કિલ્લા બંધાવ્યો.

क અહમદશાહ માળવા તથા દક્ષિણના બાદશાહો સાથે લડયો તેમાં તે ફતેહ પામ્યો મેવાડ, બુંદીકોટા, વગરેના રાજાઓને હરાવી તેમની પાસેથી ખંડણી લીધી.

ટીપ— એ સુલતાન ધર્માંથ પણ ન્યાયી ને જબરો હતો પોતાના ન્યાયી દાદાનું ખૂન કરવાથી તેને એટલો બધો પસ્તાવો થયો કે પોતાની આખી ઉમર સુધી કોઇ દિવસ તે હરરોજ નહિ. તેને ઉમદા કબરમાં દાટયો છે એ કબર આજે પણ માણેકચોકમાં જોવામાં આવે છે લોકો હજી પણ અહમદને મોટો અને પ્રતાપી હાકેમ માનીને સંભારે છે અને તેણે વસાવેલા શહેરમાં હજી લગી તેના માનમાં ઓરસ ભરાય છે.

મહમદશાહ ૨ જો—તે ઉદાર ને મોજીલો હતો.

કુતુબશાહ—તેણે માળવાના રાજાની ફોજને હરાવી તથા ચિતોડના રાણા કુંભા પર ચઢાઇ કરીને તેને નમાવ્યો એ કુતુબશાહે કાંકરીઉ તળાવ બંધાવ્યું કહેવાય છે.

દાઉદશાહ— તેનામાં રાજ્ય ચલાવવાના દમ નહતો તેથી તેના ભાઈ મહમદને ગાદી મળી.

મહમુદ બેગડો—તે ગાદીએ બેઠો:ત્યારેતે ની ઉંમર માત્ર ૧૩ વરસની હતી તેથી કેટલાક અમીરોએ સ્વતંત્ર થવા બંડ કર્યું પરંતુ મહમદ પોતે ઉઘાડી તરવારે સામો થયો તેથી બંડ બેસી ગયું ને અમીરો વશ થયા. તેના વખતમાં ૭ બનાવ બન્યા (૧) અમીરોને વશ કર્યા, (૨) જુનાગઢ પર ચઢાઇ. (૩) પાવાગઢ પર ચઢાઇ.

(૪) કચ્છ, સિંધ, માળવા, ખાનદેશ વગેરેના હાકેમોને વશ કર્યા. (૫) મહેમદાવાદ ને મુસ્તફાબાદ (જુનાગઢ) નામે નગરો વસાવ્યાં. (૬) ફિરંગી લોકોને તથા ચાંચીઆ લોકોને દરીઆઈ લડાઇમા હરાવ્યા. (૭) કેટલાંક બાંધકામો કરાવ્યાં આ પાદશાહ ગુજરાતના સુલતાનોમાં સૌથી જબરોને લોક પ્રીય નીવડયો તેણે બે ગઢ જીત્યા તેથી તે બેગડો કહેવાયો.

**अ જુનાગઢ પર ચઢાઈ**—જુનાગઢના રાવમંડળીક પર ઘણુ વાર ચઢાઈ કરી કરી તેનુ રાજ્ય જીતી લીધું ને તેને મુસલમાન બનાવી અમદાવાદમાં રાખ્યો.

**ब પાવાગઢ પર ચઢાઈ** પાવાગઢમાં પતાઇ રાવળ રાજ્ય કરતો હતો તેના પર ચઢાઇ કરી ૧।। વરસ લડાઈ ચાલી અંતે તે ગઢપણ જીતી લીધો.

**क તેનાં બાંધ કામો**—સરખેજમાં રોજો, મહેમદાવાદના ભમરીઓ કુવો, મસીદો, મુસાફર ખાના, પાઠશાળા વગેરે તેણે બંધાવ્યાં છે. તેના અમીરોએ શાહઆલમનો રોજો, દરીખાનનો રોજો વગેરે બંધાવ્યા છે.

**ટીપ**—એ બાદશાહને નકશી કામનો તથા ઝાડોનો ઘણો શોખ હતો. કહેવાય છે કે તેને હંમેશાં ૧ મણ ખોરાક જોતો ને તે ઝેર પણ પાચન કરી શકતો.

**બીજો મુઝફ્ફરશાહ**—તેને ચિતોડના રાણા સંગે ઘણો પજવ્યો હતો.

**બહાદુરશાહ**—સિકંદરશાહ તથા મહમદશાહ રાજ્યમાં કંઇ દમ ન હોવાથી બહાદુર શાહને ગાદી મળી તે ખરેખરો બહાદુર હતો;

તેણે દક્ષિણ પર ચઢાઈ કરી અહમદનગર વગેરે શહેરો લૂટયાં; માળવા જીતી લીધો તથા ચિતોડ પર ચઢાઈ કરી ખંડણી લીધી તેને બે મોટા શત્રુ સાથે કાયમ લડવું પડયું એક દિલ્હીનો બાદશાહ હુમાયુ ને બીજા ફીરંગી લોકો પહેલીવારની લડાઇમાં તેણે ફીરંગીને હરાવ્યા પરંતુ બીજીવારની લડાઇમાં બાદશાહનો કપટથી ઘાત થયો

**છેલ્લા સુલતાનો**—બહાદુર શાહના મરણ પછી ગુજરાતના સુલતાનોની સત્તા નબળી પડવા માંડી તેથી અમીરોનું જોર વધવા માંડયું પછી અમીરો સત્તા હાથમાં લેવા માંહો માંહો લડવા લાગ્યા. છેલ્લો સુલતાન મુઝફ્ફરશાહ ૩જાના વખતમાં મુખ્ય સત્તા ઇતિમાદખાન નામના ઉમરાવના હાથમાં હતી તેનાથી અમીરોને વશ રાખી શકાયા નહિ તેથી તેણે દિલ્હીના પાદશાહ અકબરને ગુજરાત જીતવા વિનંતી કરી અકબરે આવીને ગુજરાતનુ રાજ્ય જીતી લીધું ઇ. સ. ૧૫૭૩માં મુજફ્ફરશાહને કેદ કરી દિલ્હી લઈ ગયા ને ગુજરાતના મુસલમાની સુલતાનના અમલનો અંત આવ્યો.

## ૧૨. ગુજરાતમાં દિલ્હિના મોગલ પાદશાહોનો અમલ,

### ( ૧૫૭૩ થી ૧૭૫૭—૧૮૪ વરસ )

ઇ, સ, ૧૫૭૩ માં દિલ્હીના પાદશાહ અકબરે ગુજરાત જીત્યું ત્યારથી ગુજરાતમાં દિલ્હીના પાદશાહોની સત્તા શરૂ થઈ દિલ્હીના પાદશાહો તરફથી ગુજરાતમાં સુબા અમલ કરવા આવવા લાગ્યા ડાહ્યા અકબર પાદશાહે ધાક અને યુક્તિથી મુસલમાનોને વશ કર્યા તેમજ હિંદુઓને પણ રાજી કર્યા આથી દેશમાં સમાધાની રહી તથા પ્રજાને સુખ મળ્યું તેણે ખેડુતોને સારાકરાંવ આપી સુખી કર્યા દેશી રાજા રાણાને પણ રાજી રાખ્યા, તેની રૂડી રાજનીતિ તેની પછીના કેટલાક

પાદશાહીજારી રાખી તેથી દેશમાં શાંતિ રહી ને હિંદુ મુસલમાન બેઉ ભાઇ એવી રૂડી કહેવત ચાલી. અકબરના દીકરા જહાંગીરને અમદાવાદની હવા માફક આવી નહિ તેથી તે તેને ગિરદાબાદ કે કે બિમારીનું સ્થાન કહેતો જહાંગીર તે તેને ગિરદાબાદ કે બિમારીનુ સ્થાન કહેતો, જહાંગીરના દીકરા શાહજહાંને અમદાવાદમાં શાહીબાગ નામે સુંદર મહેલ બંધાવેલો હતો જે હજુ કાયમ છે ને તેમાં હાલ ઉત્તર વિભાગના કમીશનર સાહેબ રહે છે, શાહજહાં પછી આલમગીર કે ઔરંગજેબ બાદસાહ થયો તેણે અકબરના ઉદાર રાજનીતિ ફેરવી નાખી ને ધર્મના બહાનાથી રઇયતપર જુલમ કરવા માંડયો તેથી હિંદુ રઇયત મુસલમાની અમલથી નારાજ થવા માંડી ને મોગલાઇ અમલની પડતીનાં બી રોપાયાં. તેના જુલમથી દક્ષિણમાં મરેઠી પ્રજા સામી ઉઠી તેની આગેવાની મહારાજા શિવાજીએ લીધી. શિવાજીએ બે વાર સુરત શહેર લુટયું. આલમગીર પછી નબળા બાદશાહો થયા તેથી મરેઠા લોકોએ ૧૭૫૭ માં ગુજરાત જીતી લીધું ને મોગલાઇ સત્તાનો અંત આણ્યો.

## ૧૩. ગુજરાતમાં મરેઠી અમલ.

(૧૭૫૭ થી ૧૮૧૮ ૬૧ વરસ.)

મરેઠા લોકોએ મોગલાઇ મુલક હળવે હળવે લેવા માંડયો. મરેઠા લોકોમાં પુનાના પેશ્વા મુખ્ય સત્તાધારી થયા હતા. તેમની તરફથી તેમના સરદાર પિલાજી ગાયકવાડે વડોદરા જીતી ૧૭૩૧ માં ત્યાં ગાદી કરી. પિલાજી પછી દામાજી ગાયકવાડ થયા. તેમણે ૧૭૫૭ માં ગુજરાતનો સંપૂર્ણ કબજો લીધો ને મોગલ સુબા પાસેથી અમદાવાદ જીતી લીધું. ત્યારથી ગુજરાતમાં પેશ્વાને ગાયકવાડની સંયુક્ત

સત્તા થઈ મરેઠી અમલમાં દેશમાં સર્વ અવ્યવસ્થા થઈ મરેઠી ફોજ દેશમાં ખંડણી ઉઘરાવવા નીકળતી તે સર્વત્ર મારામારી, લૂટ ને જુલમ કરતી હતી આથી પ્રજાને ઘણાં સંકટ પડતાં એવામાં ઇ. સ. ૧૮૧૮ માં પેશ્વાનું રાજ્ય અંગ્રેજ સરકારે જીતી લીધું. તેથી ગુજરાતમાંનો પેશ્વાનો મુલક ને તેની સત્તા અંગ્રેજ લોકોને મળ્યાં. ત્યારથી ગુજરાતમાં અંગ્રેજી અમલ શરૂ થયો. અંગ્રેજ સરકારે ગાયકવાડ સાથે સમજુતી કરી મુલકની નવેસરથી વહેંચણી કરી. ઉત્તર વિભાગનો મુલક મેળવ્યો ને અમદાવાદમાં કમિશનર નીમ્યો.

## ૧૪ ગુજરાતમાં અંગ્રેજ કંપનિનો અમલ.

(ઈ. સ ૧૮૧૮ થી ૧૮૫૮ ૪૦ વરસ.)

ઈ. સ. ૧૮૫૮ થી અમદાવાદમાં કંપનિ સરકારનું રાજ્ય થયું તે કંપનિ ૧૬૦૦ માં ઇંગ્લંડમાં સ્થાપન થઇ હતી. તે ૧૬૧૨ માં સુરતમાં વેપાર કરવા આવી હતી તેનો હેતુ વેપાર કરવાનો હતો. ને શરૂઆતમાં તેણે વેપારપરજ ધ્યાન આપ્યું પરંતુ પાછળથી દેશમાં અવ્યવસ્થા થઈ તેથી પોતાના રક્ષના માટે તેને લશ્કર રાખવાની જરૂર પડી પાછળથી લશ્કરની મદદથી હળવે હળવે મુલક મેળવતાં તેને હિંદનું રાજ્ય મેળવવાની ઇચ્છા થઇ કંપનિ સરકારે પોતાના જીતેલા મુલકમાં શાન્તિ રાખી ને પ્રજાને સુખી કરવાના પ્રયત્નો શરૂ કર્યા તેથી દેશી પ્રજા કંપનિનો અમલ ઇચ્છવા લાગી. અમદાવાદમાં કંપનિનો અમલ થયો તેથી પ્રજા ઘણી ખુશી થઇ, કંપનિ સરકારે ગુજરાતમાં શાન્તિ સ્થાપી. ગાયકવાડ ને નાના રાજાઓ ખંડણી માટે લડતા તે લડત બંધ પાડી ને પોતે તેમની વતી ખંડણી ઉઘરાવી ગાયકવાડને પહોંચાડવાની ગોઠવણ કરી દેશી રાજાઓપર કંપનિની

સત્તા સ્થાપી. આથી રાજાઓને રૈયત સુખી થયાં. કંપનિના અમલમાં ગુજરાતમાં ૧૮૫૪ માં રેલવે ને તાર દાખલ થયાં તેથી વેપાર રોજગાર વધવા લાગ્યો ને ગુજરાત દિવસે દિવસે આબાદ થતો ગયો કંપનિ સરકારના એક ગવર્નર જનરલે હિંદુ રજવાડાં ખાલસા કરવાની નવી યોજના કરી તેથી હિંદુ પ્રજા નારાજ થઇ ને હિંદમાં ૧૮૫૭ માં બળવો થયો તેથી ઇંગ્લાંડની પ્રજાએ કંપનિ સરકાર પાસેથી હિંદનો કારભાર લઈ લીધો ને ઇંગ્લાંડના રાજાના હાથમાં સોંપ્યો ત્યારથી ગુજરાતમાં ઇંગ્લાંડના રાજાનો અમલ શરૂ થયો ઇ. સ. ૧૮૫૮.

## ૧૫ ગુજરાતમાં ઇંગ્લાંડના રાજાનો અમલ.

(ઇ. સ. ૧૮૧૮ થી હાલ ચાલુ છે.)

કંપનિ પાસેથી હિંદનો કારભાર લીધો ત્યારે ઇંગ્લાંડમાં મહારાણી વિક્ટોરિઆ અમલ કરતાં હતાં. તેણે રૈયતને રાજી રાખવા એક મોટો ઢંઢેરો (જાહેરનામું) બહાર પાડ્યું તેમાં રૈયતને સુખી કરવાનો ને દેશીરાજ્યો ખાલસા નહિ કરવાનો પોતાનો ઇરાદો જાહેર કર્યો તેથી હિંદી પ્રજા રાજી થઇ ને સર્વત્ર શાંતિ પ્રસરી. મહારાણીશ્રીના અમલમાં નવા નવા સુધારા થયા. વેપાર રોજગાર વધ્યો ને પ્રજા ઘણી સુખી થઇ લડાઇ ટંટા બંધ પડ્યા. વડોદરાના તે વખતના ગાયકવાડ મલ્હારરાવે પ્રજાપર જુલમ કરવા માંડ્યો તેથી તેને પદભ્રષ્ટ કરી હાલના મહારાજા સિયાજીરાવને ગાદીએ બેસાડ્યા સિયાજીરાવશ્રીના અમલમાં ગાયકવાડી પ્રજા ઘણી સુખી ને આબાદ થઇ છે. મહારાણીશ્રીએ ૧૮૭૭ માં હિંદના કૈસરનો (શહેનશાહ આનુનો) ઇલ્કાબ ધારણ કર્યો. ત્યારથી ઇંગ્લાંડના રાજા આપણા શહે-

નશાહ કે બાદશાહ કહેવાય છે. ભલાં વિક્ટોરીઆ ૧૯૦૧ માં લાંબુ રાજ્ય ભોગવી મરણ પામ્યા તેમના મરણથી પ્રજા ઘણી દીલગીર થઈ. તેમની પછી તમના વડા પુત્ર સાતમા એડવર્ડ શહેનશાહ થયા તેમના વખતમાં તેમના પુત્ર પ્રિન્સ ઓફ વેલ્સ (હાલના શહેનશાહ) હિંદ જોવા પધાર્યા હતા તેમને પ્રજાએ ઘણું માન આપ્યું એડવર્ડ બાદશાહ ૧૯૧૦ માં એકાએક ગુજરી ગયા. ત્યારપછી હાલના શહેનશાહ પાંચમા જ્યોર્જ ગાદીપર બેઠા છે નામદાર બાદશાહ ૧૯૧૧ માં હિંદમાં પધાર્યા હતા ને દિલ્હીમાં દરબાર ભર્યો હતો. આપણા શહેનશાહ બહુજ ભલા છે ને આપણે માટે ઘણીજ લાગણી ધરાવે છે. ઇ. સ. ૧૯૧૪ માં યુરોપમાં જર્મનીએ વિગ્રહ સળગાવ્યો તેમાં આપણા મહારાજ્યને સામેલ થવું પડયું છે. વિગ્રહનો અંત આવી ગયો છે તેમાં આપણી સરકારને વિજય મળ્યો છે. તે તેના ન્યાયી ને સારા અમલનો પ્રતાપ છે. વિગ્રહના સમયમાં લોકોને મોંઘવારીથી બચાવવા સરકારે ભારે ભારે પ્રયત્નો કર્યા છે તે માટે પ્રજા આભારી છે વિગ્રહમાં સરકારને આપણા પ્રાંતે નાણાં ને માણસોની સારી મદદ કરી હતી તે ખાતે આપણે મગરૂર થવાનું છે. બ્રિટિશ અમલમાં રેલવે, તાર, ટેલિફોન, ટ્રામ, આગબોટ, ટપાલ, વગેરે સાધનોથી ગુજરાતની આબાદી દિવસે દિવસે વધતી જાય છે. આપણે અંગ્રેજી અમલમાં સુખશાન્તિ ભોગવીએ છીએ તેથી આપણે ઇચ્છવું જોઇએ, કે અંગ્રેજી અમલ ગુજરાતમાં લાંબી મુદત રહો. ને નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જ ઘણું જીવો.

# મુખ ગણિત.

## ગુણોત્તરની સમજ.

બે આપેલી સંખ્યાઓ પૈકી પહેલી સંખ્યા બીજી સંખ્યાથી કેટલા ગણી છે અથવા બીજી સંખ્યાનો કેટલામો ભાગ છે તે બતાવનાર આંકડો તે સંખ્યાઓનું ગુણોત્તર કહેવાય છે. જેમકે ૧૦ ને ૫ નું ગુણોત્તર ૩.

૮ ને ૩૨ નું ગુણોત્તર $\frac{1}{4}$.

ગુણોત્તર કાઢવું હોય તો પહેલી સંખ્યાને બીજી સંખ્યાએ ભાગવા જે ભાગાકાર આવે તે ગુણોત્તર.

વિવિધ પરિમાણોનું પણ ગુણોત્તર નીકળે છે પરંતુ બંને વિવિધ પરિમાણો એકજ જાતનાં હોવાં જોઇએ. એટલે રૂપીએ રૂપીઆનું ગુણોત્તર નીકળે પરંતુ રૂપીઆ ને ગજનું ગુણોત્તર નીકળે નહિ.

૭ રૂપીઆ ને ૧૪ આના તેનું ગુણોત્તર કાઢવું હોય તો પ્રથમ ૭ રૂપીઆના આના કરવા પડે. તે ૧૧૨ થાય. પછી ૧૧૨ આના ને ૧૪ આનાનું ગુણોત્તર ગુણોત્તર ૮ નીકળે.

આ ધારણમાં ૧૨, ૨૪, ૪૮, ૯૬, ૨૦, ૪૦, ૧૦૦, ૩૦, ૧૨૦, ને ૩૬૦ ના ગુણોત્તરને લગતું મુખ ગણિત છે.

### ૧૨ નું ગુણોત્તર હોય તેવા હિસાબ.

| | |
|---|---|
| માણી ને મણ | રૂપીઆ ને ૧૬ પાઈ. |
| ગ્રોસ ને ડઝન | આનો ને ૧ પાઇ. |
| ડઝન ને નંગ | વરસ ને માસ |

ફૂટ ને ઇંચ
વેંત ને આગળ
ટ્રોય પૌંડ ને ઔંસ
તોલો ને માસો

દાખલા—૭ રૂા. નું ૧ માણી તો ૧ મણનું શું? આ હિસાબ પૂછયો હોય તો આમાં માણી ને મણનું ગુણોત્તર ૧૨ છે. તેથી જવાબ એવો શોધી કાઢવો કે તે ૭ રૂા. સાથે ૧૨ નું ગુણોત્તર થાય. હવે રૂપીઆ સામે ૧૨ નું ગુણોત્તર ૧૬×૭=૧૧૨ પાઇ થાય.

## ૨૪ નું ગુણોત્તર.

| | |
|---|---|
| ગજ ને તસુ | બાર ને મણ |
| ઘા ને તાવ | રૂપીઓ ને ૮ પાઈ. |
| હાથ ને આંગળ | આનો ને ૦॥ પાઇ. |

દાખલા—૮ રૂપીઆનું ૧ ગજ તો ૧ તસુનું આમાં ગજને તસુનું ગુણોત્તર ૨૪ છે. માટે કીંમતનો જવાબ એવો શોધી કાઢવો કે તે ૮ રૂા. સાથે ૨૪ નું ગુણોત્તર થાય હવે રૂપીઆનું ૨૪ નું ગુણોત્તર ૮ પાઈ છે. તેથી ૮ રૂા. નું ૨૪ નું ગુણોત્તર ૬૪ પાઇ=૫ આના ૪ પાઈ થાય.

## ૪૮ નું ગુણોત્તર.

| | |
|---|---|
| ગદીઆણો ને રતિ | રૂપીઓ ને ૪ પાઇ |
| ઘડી ને શેર | આનો ને ૦૧ પાઇ |

દાખલા—૭ રૂપીએ ૧ ગદીઆણો તો ૨ રતિનું ? આમાં ગદીઆણા ને રતિનું ગુણોત્તર ૪૮ છે. તેથી ૭ રૂપીઆનું ૪૮ નું

ગુણોત્તર ૭×૪=૨૮ પાઈ થાય. તે ૧ રતિની કીંમત થઈ તેને ગુણ્યા બે તેથી ૨૮×૨=૫૬પાઈ=૪ આના ૮ પાઈ બે રતિની કીંમત થઇ.

### ૯૬ નું ગુણોત્તર.

| | |
|---|---|
| તોલો ને રતિ. | રૂપીઓ ને ૨ પાઇ. |
| | આનો ને ૨ ઉપપાઇ. |

દાખલા—૨૪। રૂ. નું તોલો સોનું મળે તો ૨ રતિની શું! આમાં તોલો ને રતિનું ગુણોત્તર ૯૬ છે. તેથી ૨૪। રૂ નું ૯૬ નું ગુણોત્તર ૨૪।×૨=૪૮॥ પાઇ થઇ તે ૧ રતિની કીંમત તેથી ૪૮॥×૨ =૯૭ પાઈ=૮ આના ૧ પાઈ તે બે રતિની કીંમત.

### ૨૦ નું ગુણોત્તર.

| | |
|---|---|
| ખાંડી ને મણ | રીમ ને ઘા |
| વીઘાં ને વસા | ટન ને હંડ્રવેટ |
| વસા ને કાડી | રૂપીઓ ને ૫ દોકડા |
| કોડી ને નંગ | આનો ને ૫ બદામ |

દાખલા—૮॥ રૂપીઆનું ખાંડી તો ૩ મણનું શું ? આમાં. ખાંડીને મણનું ગુણોત્તર ૨૦ છે. માટે ૮॥ રૂપીઆનું ગુણોત્તર ૮॥×૫ =૪૨॥ દોકડા એક મણની કીંમત આવી તેવા ૩ મણનું કરવું છે તેથી ૪૨॥×૩=૧૨૭॥ દોકડા ૧। રૂા. ૨॥ દોકડા જવાબ આવ્યો.

રૂ, ૦। ॥ ના કોડી વાંસ તો ૭ નંગનું શું? આમાં કોડી ને નંગ નું શું ગુણોત્તર ૨૦ છે માટે ૭॥ આનાનું ૨૦ નું ગુણોત્તર ૭॥×૫=૩૭॥ બદામ. તે ૧ નંગની કીંમત તેવા ૭ નંગ છે

માટે ૩૭ાા×૭=૨૬૨ાા બદામ=૨ાા આના ૧૨ાા બદામ ૭ નંગની કીંમત થાય તે જવાબ.

## ૪૦ નું ગુણોત્તર,

| | |
|---|---|
| મણ ને શેર | રૂડ ને પોલ |
| શેર ને રૂપીઆભાર | રૂપીઓ ને ૨ાા દોકડા |
| એકર ને ગુંઠા | આનો ને ૨ાા બદામ |
| ફર્લાંગ ને પોલ | |

**દાખલા**—૯ રૂ. નું મણ તેલ તો ૩ શેરનું શું ? આમાં મણ ને શેરનું ગુણોત્તર ૪૦ છે. માટે ૯×૨ાા=૨૨ાા દોકડા તે ૯ રૂ. નું ૪૦ નું ગુણોત્તર થયું તે ૧ શેરની કીંમત થઇ માટે ૨૨ાા×૩ =૬૭ાા દોકડા ૩ શેરની કીંમત થઇ

## ૧૦૦ નું ગુણોત્તર.

| | |
|---|---|
| હજાર ને ૧૦ નંગ | રૂપીઓ ને ૧ દોકડો |
| સેંકડો ને ૧ નંગ | આનો ને ૧ બદામ |

**દાખલા**—૭ ા રૂપીએ હજાર નળીઆં તો ૭૦ નંગનું શું ? આમાં હજાર ને ૧૦ નંગનું ગુણોત્તર ૧૦૦ છે. માટે ૭ા રૂ. નું ૧૦૦ નું ગુણોત્તર ૭ા×૧=૭ા દોકડા થાય. તે ૧૦ નંગની કીંમત થઇ પછી ૭૦ તે ૭ દશકા છે તેથી ૭ા×૭=૫૦ાાા દોકડા=૦ાા રૂ. ૦ાાા દોકડો ૭ નંગની કીંમત થઇ.

## ૩૦ નું ગુણોત્તર,

| | |
|---|---|
| ગાલી ને મણ | રૂપીઓ ને ૩$\frac{1}{3}$ દોકડા |
| મહિનો ને દિવસ | આનો ને ૩$\frac{1}{3}$ બદામ. |

દાખલા—૧૨ રૂપીએ મહિનો તો ૭ દીવસનું શું ! આમાં મહિનોને દિવસનું ગુણોત્તર ૩૦ છે તેથી ૧૨ રૂ. નું ૩૦ નું ગુણોત્તર ૧૨×૩$\frac{૧}{૩}$=૪૦ દોકડા છે તે ૧ દિવસની કીંમત થઇ માટે ૭ દિવસનું ૪૦×૭=૨૮૦ દોકડા =૨ાા રૂા. ૫ દોકડા થયા.

## ૧૨૦ નું ગુણોત્તર.

| | |
|---|---|
| ગાલી ને તોલું (૧૦શેરી) | રૂપીઓ ને $\frac{૫}{૬}$ દોકડા |
| માણી ને ૪ શેરી | આનો ને $\frac{૫}{૬}$ બદામ |

દાખલા—૯ રૂા. નું ગાલી તો ૨ તોલાનું શું ? આમાં ગાલી ને તોલું નું ગુણોત્તર ૧૨૦ છે માટે ૯ રૂા. નું ૧૨૦ નું ગુણોત્તર ૯×$\frac{૫}{૬}$=૭$\frac{૧}{૨}$ દોકડા થયા. તેને ૨ એ ગુણતાં ૭ાા×૨=૧૫ દોકડા જવાબ આવ્યો.

## ૩૬૦ નું ગુણોત્તર.

| | |
|---|---|
| વરસ ને દિવસ | રૂપીઓ ને $\frac{૫}{૧૮}$ દોકડા |
| | આનો ને $\frac{૫}{૧૮}$ બદામ |

દાખલા—૪૩ રૂપીઆનું વરસ હોય તો ૯ દિવસનો પગાર શો મળે ? આમાં વરસને દિવસનું ગુણોત્તર ૩૬૦ છે માટે ૪૩×$\frac{૫}{૧૮}$ =$\frac{૨૧૫}{૧૮}$=૧૨$\frac{૭}{૧૮}$ દોકડા ૧ દિવસની કીંમત થઈ તેથી ૧૨$\frac{૭}{૧૮}$×૯= $\frac{૨૧૫}{૧૮}$×$\frac{૯}{૧}$=$\frac{૨૧૫}{૨}$=૧૦૭ાા દોકડા =૧ રૂા. ૭ાા દોકડા જવાબ.

# કોષ્ટક.

## અંગ્રેજી પરિમાણો.

### (૧) અર્થદર્શક પરિમાણો.

### વિલાયતમાં ચાલતા નાણાનું કોષ્ટક.

૪ ફાર્થિંગ=૧ પેની
૧૨ પેન્સ=૧ શિલિંગ
૫ શિલિંગ=૧ ક્રૌન
૨૦ શિલિંગ=૧ પૌંડ
૨૧ શિલિંગ=૧ ગિનિ

ફાર્થિંગ ને પેની તાંબા નાણાછે, શિલિંગ ને ક્રાઉન રૂપાના સિક્કા છે ને પૌંડ ને ગિનિ સોનાનાણું છે.

### (૨) ભારદર્શક પરિમાણો.

#### વિલાયતનું સાધારણ તોલનું કોષ્ટક.

૧૬ ડ્રામ=ઔંસ
૧૬ ઔંસ=૧ પૌંડ (રતલ)
૧૪ પૌંડ=૧ સ્ટોન
૨૮ પૌંડ=૧ ક્વાર્ટર
૪ ક્વાર્ટર= ૧ હંડ્રવેટ
૨૦ હંડ્રવેટ=૧ ટન

આ તોલ ને અંગ્રેજીમાં એવર્ડુ-પૌઇઝ વજન કહે છે.

#### વિલાયતનું ઔષધ તોળવાનું કોષ્ટક.

૨૦ ગ્રેન=૧ સ્ક્રુપલ
૩ સ્ક્રુપલ=૧ ડ્રામ
૮ ડ્રામ=૧ ઔંસ
૧૨ ઔંસ=૧ પૌંડ ( ટ્રાય )

આ વજનને અંગ્રેજીમાં એપોથેકરી વજન કહે છે.

#### વિલાયતનું સોનારૂપાના તોલનું કોષ્ટક.

૨૪ ગ્રેન=૧ પેનીવેટ
૨૦ પેનીવેટ ૧ ઔંસ
૧૨ ઔંસ=૧ પૌંડ (ટ્રાય)

આ તોલને અંગ્રેજીમાં ટ્રૉય વ-જન કહે છે.

**ભરીને પ્રવાહી પદાર્થનું વજન માપવાનું કોષ્ટક.**

૨ પાઇંટ = ૧ ક્વાર્ટ
૪ ક્વાર્ટ = ૧ ગ્યાલન
૬૩ ગ્યાલન = ૧ પૈપ
૨ પૈપ = ૧ ટન
ચોકખા પાણીનો ૧ ગ્યાલન વજનમાં ૧૦ પૌંડ થાય છે.

**ગુણતરીનું કોષ્ટક**

૧૨ નંગ = ૧ ઓસ
૨૦ નંગ = ૧ કોડી
૨૪ કાગળનાતાવ = ૧ ધા કે દસ્તો
૨૦ ધા = ૧ રીમ
૧૦ રીમ = ૧ ગાંસડી

## (૩) મહત્ત્વદર્શક પરિમાણો

**અંતર માપવાનું કોષ્ટક,**

૧૨ ઇંચ = ૧ ફુટ
૩ ફુટ = ૧ યાર્ડ ( વાર )
પાા યાર્ડ = ૧ પોલ
૪૦ પોલ = ૧ ફર્લાંગ
૮ ફર્લાંગ = ૧ માઇલ
૫૨૮૦ ફુટ = ૧ માઇલ
૧૭૬૦ વાર = ૧ માઇલ

**જમીનની લંબાઈ પહોળાઇ માપવાનું કોષ્ટક**

૬૬ ફુટ અથવા ૧૦૦ લીંક = ૧ સાંકળ
૩૩ ફુટ અથવા ૧૬ આના=૧ ગુંઠો

**અંગ્રેજી ચોરસ માપ**

૧૪૪ ચોરસ ઇંચ = ૧ ચોરસ ફુટ
૯ ચો ફુટ = ૧ ચો યાર્ડ
૩૦¼ ચો યાર્ડ = ૧ ચો પોલ કે પર્ચ
૪૦ પર્ચ = ૧ રૂડ
૪ રૂડ = ૧ એકર
૧૬ આના ચોરસ અથવા
૧૦૮૯ ચો ફુટ = ૧ ગુંઠો
૪ ગુંઠા = ૧ ચો સાંકળ
૧૦ ચો સાંકળ અથવા ૪૦ ગુંઠા = ૧ એકર

**અંગ્રેજી ઘનમાપ**

૧૭૨૮ ઘન ઇંચ = ૧ ઘન ફુટ
૨૭ ઘન ફુટ = ૧ ઘન યાર્ડ

## (૪) કાળદર્શક પરિમાણો

| | |
|---|---|
| ૬૦ સેકન્ડ = ૧ મિનિટ | ૪ અઠવાડીઆં = ૧ માસ |
| ૬૦ મિનીટ = ૧ કલાક | ૩૬૫। દિવસ = ૧ સૌર વર્ષ |
| ૨૪ કલાક = ૧ દિવસ | હિસાબમાં ૩૬૫ દિવસનું વર્ષ |
| ૭ દિવસ = ૧ અઠવાડીઉં | ગણાય છે |

### અંગ્રેજી મહિનાનાં નામ ને દિવસ

| | |
|---|---|
| ૧ જાન્યુઆરી ૩૧ | ૭ જુલાઇ ૩૧ |
| ૨ ફેબ્રુઆરી ૨૮ * | ૮ ઓગસ્ટ ૩૧ |
| ૩ માર્ચ ૩૧ | ૯ સપ્ટેંબર ૩૦ |
| ૪ એપ્રિલ ૩૦ | ૧૦ ઓક્ટોબર ૩૧ |
| ૫ મે ૩૧ | ૧૧ નવેંબર ૩૦ |
| ૬ જુન ૩૦ | ૧૨ ડીસેંબર ૩૧ |

ચાર, છ, નવ, અગિઆરમા, તેના તો દિન ત્રીશ;
અવરે એકત્રીશ છે, બીજે અઠાવીશ,
ચક્કુ ચોથા વરસનો, બીજો જે બોલાય;
તે તો ઓગણત્રીશનો, ગણતાં એમ ગણાય.
પણ સૈકાના વરસમાં, અઠ્ઠાવીશ લખાય,
દર ચોથા સઇકા વિષે, ઓગણત્રીશ ગણાય.

---

* ફેબ્રુઆરી ૨૮ દિવસનો છે પરંતુ જે સાલને ચારે નિશેષ ભાગી શકાય છે તેમાં ફેબ્રુઆરી ૨૯ દિવસનો ગણાય છે પરંતુ સૈકાના વર્ષમાં જે સૈકાને ચારે નિશેષ ભગાય છે તે સૈકાના ફેબ્રુઆરીના ૨૯ દિવસ જણાય છે, આ વાતો યાદ રાખવાને નીચેની કવિતા મોઢે કરવી.

## અંગ્રેજી ને દેશી પરિમાણો વચ્ચે સંબંધ.

| | અંગ્રેજી. | | ગુજરાતી. |
|---|---|---|---|
| અર્થદર્શક— | ૧ ફાર્થિંગ | = | ૩ પાઈ. |
| | ૧ પેની | = | ૧ આનો. |
| | ૧ શિલિંગ | = | ૧૨ આના. |
| | ૧ પૌંડ | = | ૧૫ રૂપીઆ. |
| ભારદર્શક— | ૧૮૦ ગ્રેન ટ્રાય | = | ૧ તોલો. |
| | ૧૦૦ ગ્રેન ટ્રાય | = | ૧ જૂના પૈસાભ |
| | ૩૬ રતલ | = | ૩૫ શેર. |
| | ૧ રતલ | = | ૩૮ $\frac{8}{9}$ રૂ. ભાર |
| | ૧ ટ્રાય પૌંડ | = | ૩૨ રૂ. ભાર. |
| મહત્ત્વદર્શક— | ૧૯$\frac{1}{2}$ ઇંચ | = | ૧ હાથ. |
| | ૨॥ માઇલ | = | ૧ ગાઉ અથવા કોસ. |
| | ૧ ગુંઠો | = | ૨૦ હાથ. |
| | ૧ ચો. ગુંઠો | = | ૪૦૦ ચો. હાથ. |
| | ૧ ચો. સાંકળ | = | ૧૬૦૦ ચો. હાથ. |
| | ૧ એકર | = | ૧૬૦૦૦ ચો. હાથ. |
| | ૨૪૫ એકર | = | ૨૮૮ વીઘાં. |
| | ૧ સેકંડ | = | ૨॥ વિપળ. |
| કાળદર્શક— | ૧ મિનિટ | = | ૨॥ પળ. |
| | ૧ કલાક | = | ૨॥ ઘડી. |

# ફાઇલ.

લખાણમાં વપરાતા બાંધેલા શબ્દોની સમજ.

જા. = જાવક
નં. = નંબર
સ. નં = સરક્યુલર નંબર
ઇ. આ. = ઇજત આસાર
સ. ગુ. = સરકારી ગુજરાતી
દ. ગુ. = દરબારી ગુજરાતી
આ. નં. = આવક નંબર
ઈ. સ. = ઇસ્વીસન
હુ. નં. = હુકમ નંબર
આ. મે. = આજમ મહેરબાન
સુ. = સુપરિન્ટેન્ડેન્ટ
મે. = મહેરબાન
ઇ. = ઇત્યાદિ
રા. સા. = રાવ સાહેબ
સા. બા. = સાહેબ બહાદુર
સ. ડે. = સબ ડેપ્યુટી
એ. ઈ. = એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર
આ. = આસિસ્ટંટ
મુ. = મુકામ

ઇં હુ. નં = ઇંગ્રેજી હુકમ નંબર
નિ. = નિશાળ
ટ્રે. કો. = ટ્રેનિંગ કોલેજ
આ. = આક્ટિંગ
પ્રિ. = પ્રિન્સિપલ
તા. = તારીખ
વિ. = વિનંતી
ચિ. = ચિ૰
પો. = પોલિટિકલ
કલે. = કલેક્ટર
રા. રા. = રાજમાન રાજેશ્રી
વ. = વર્નાક્યુલર
ડી. = ડીપાર્ટમેંટ
દિ. = દિવસ
દિ. સા. = દિવાન સાહેબ
ઉ. વિ. = ઉત્તર વિભાગ
પ્રે.રા.ટ્રે. કો.= પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજ.
તા. સ્કૂ. મા.= તાલુકા સ્કૂલ માસ્તર

સમાપ્ત.

